# પહલવી જરથોશ્ત-નામું

( અશો જરથોશ્ત પએગમબર સાહેબની જીંદગીનો હેવાલ )

ગુજરાતીમાં પહેલીવાર તેનો શરેહ સાથે તરજુમો.

*

કર્તા.


દારાબ દસ્તુર પેશોતનજી સંજાણા, બી. એ.,

[illegible] જીજીભાઈ જરથોશ્તી મદરેસાના પ્રિન્સીપાલ



મરહુમ શેઠ જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડના ટરસ્ટી સાહેબોનાં
આસરા હેઠળ છપાવી પ્રગટ કર્યું છે.

મુંબઈ.

યઝદજરદી સને ૧૨૮૪, ઈસ્વી સને ૧૯૧૫.

# દીબાચો.

આ જરથોશ્ત-નામું, જે પેહલવી દીનકર્દનાં સાતમાં પુસ્તકમાં આવેલું છે, તેનો પહુલવી ટેક્સ્ત, ઇંગ્રેજી અક્ષરે વાંચન, તથા ઈંગ્રેજી અને ગુજરાતી તરજુમો, વિગરે, દીનકર્દ કેતાબની મારી આવૃતિનાં ૧૩ માં અને ૧૪ માં વૉલ્યુમો જે નામદાર સર જમશેદજી જીજીભાઈ ત્રાંસ્લેશન ફંડના ત્રસ્ટી સાહેબોનાં આસરા હેઠલ છપાઇ બાહેર પડેલાં છે, તે વોલ્યુમોમાં આવી ગયો છે. છતાં ઘણાક પૈસાદાર નહિ પણ ધરમી પારસી-જરથોશ્તીઓની અરજ ઉપરથી, તેઓની ખાહેશને માન આપી તેઓની વાકેફગારી કાજે આ પહુલવી જરથોશ્ત-નામાનો ફક્ત ગુજરાતી તરજુમો આ ચોપડીમાં ખાસ જુદો છપાવી બહાર પાડયો છે, જે મને ઉમેદ છે કે વચલે વાંધનાં દીનદાર હુમદીનો જેઓ પોતાનાં પએગમબર તરફ વફાદાર અને ફેદા છે, તેઓને આવકારદાયક અને ઉપયોગી થઇ પડશે.

**દારાબ દસ્તુર પેશોતનજી સંજાણા.**

નાં૦ ૮૫, ખંબાલા હીલ, રોજ ૨૫ મો

માહ ૧૨ મો, સને ૧૨૮૪ યઝદેજરદી.

# પહલવી જરથોશ્ત–નામું.

## ભાગ પહેલાનું સાંકળ્યું.

### પહલવી દીબાચો.

## સાંકળયું.

## બાબ પહેલો.

---

## બાબ બીજો.

# પહલવી ઝરથોશ્ત-નામું.

---

## ભાગ બીજાનું સાંકળ્યું.

---

### બાબ ત્રીજો.

---

એ બાબની શરૂઆતમા આવેલું મથાલું.

| | |
|---|---|
| §§ ૧- ૪) | અહુરમઝદ સાથની પહેલી ગોફ્તેગોમાંથી પાછા ફરીઆ પછી ઝરથુસ્ત્રનુ પોતાની ખુદાઇ પેગામબરીનું જાહેર કરવુ. |
| (§§ ૫- ૭) | પેગામબર સાહેબની વાઅઝો, ખાસ કરીને ખ્વએતુગ-દસ, યાને ન્નતી ભોગ આપવાની ભલામણમા, સાંભલીને છેડાઇ પડેલા કીકો તથા કરપનો. |
| (§§ ૮-૧૦) | પેગામબર સાહેબના શીક્ષણોની સચાઇ, ઉસિક્ષોના નબીરા તુર અઉર્વાઇતા-દેગ જેવા પોહચેલ અને દુરઅ દેશ શખશથી કબુલ કરવામા આવી |
| (§§ ૧૧-૧૩) | ઝરથુસ્ત્રના કાર્યસાધક શીક્ષણો અને અંગત ચાલચલણની તેઓનાં સાભલનારાઓ ઉપર ચમતકારીક અસર |
| (§§ ૧૪-૨૦) | અઉર્વાઇતા-દેગ જેવા સામી પક્ષના સરદારને પોતાની હારોલમાં કેમ સમજાવી લેવો તે બાબે અહુરમઝદ તરફથી ઝરથુસ્ત્રને મલેલી આગાહી. |
| (§§ ૨૧-૨૩) | દીનને માટે પોતાની દુન્યવી માલમતાનો ભોગ લાવવા ઝરથુસ્ત્ર પાસે અહુરમઝદે મોકલેલો વએદ્વોઇશ્ત ઉપર પેગામ. |
| (§§ ૨૪-૨૬) | વએદ્વોઇશ્તે એ માગણી સ્વીકારવા તકોબરીથી ના પાડી. |
| (§§ ૨૭-૨૮) | વદ્વોઇશ્તને શુ શીક્ષા થશે તેનુ અહુરમઝદ તરફથી જાહેર થવું. |
| (§§ ૨૯-૩૫) | હોમનું ઇજેલુ પાણી પાઇ કાળા ગોધાને સાજો કીધો તે બાબેનો મોજેજો |
| (§§ ૩૬-૪૧) | ઝરથુસ્ત્રની જીંદગીનો છેડો લાવવા અહરેમન અને તેના ગોઠીયાઓએ કીધેલી છુપી મસલત અને અહુનવઇર્યના પાક કલમની ચમતકારીક અસરથી એ બુરાઇની શક્તિઓના છુપા હુમલામાંથી ઝરથુસ્ત્રનું બચી જવુ. |
| (§§ ૪૨-૪૬) | એ પવિત્ર કલામનું ભણતર સાંભળી દેવોની શક્તિનું ટુટી જવુ, અને તેઓનું જમીન હેઠલ ભરાઇ જવું. |

(§§ ૪૭–૪૮) દેવોની પરસ્તેશ કરવા ભલા આદમીઓને કેવી રીતે ભોલવી નાખવામાં આવે છે તેનું બયાણ.

(§§ ૪૯–૫૦) દેવોની પરસ્તેશ કરવાની જગ્યા તથા વખત.

(§§ ૫૧–૫૩) દેવપરસ્તનું માનવુ કે તેની સંપતિ જે જાુન દેવોને તેઓ આરાધે છે તેઓથી છે, અને અહુરમઝદે તે દેવપરસ્તના અંતની કીધેલી આગાહી.

(§§ ૫૪–૫૬) સ્પેન્ત–આર્મઇતિના આકારમાં દુજ ઝરથુસ્ત્રને લલચાવશે તે માટે અહુરમઝદે આપેલી ઝરથુસ્ત્રને ચેતવણી, અને તેની કરપીણ શીક્ષાઓને કેમ તોડી પાડવી તે બાબે અહુરમઝદનું શીક્ષણ.

(§§ ૫૭–૬૨) ઝરથુસ્ત્રને દુજે કેમ લલચાવ્યા, દુજને તેની કદરૂપી હાલત ઉઘાડી પાડવાની તેને કેમ ફરજ પાડી, અને પવિત્ર કલામ પઢવાએ તે કેવી રીતે નાશ પામી, તેનું બયાન.

( § ૬૩ ) ઝરથુશ્ત્રે માણસોને પોતાનો ભેદ ખુલ્લો કીધો.

(§§ ૬૪–૬૬) વીસ્તાસ્પની ઝરથુશ્ત્ર ઉપરની વધતી જતી મેહેરબાનીને લીધે તેની દરબારના ઉમરાવોનુ ઝરથુશ્ત્ર ઉપર અદેખાઇથી જોવુ, અને તેને તોડી પાડવાનુ રચેલુ કાવત્રુ.

(§§ ૬૭–૬૯) ઝરથુશ્ત્રનું કેદમા પડવું, અને તેનાં સકટો

(§§ ૭૦–૭૨) પોતની ખુદાઇ પેગામબરીની સચાઇ સાબેત કરવા માટે ઝરથુશ્ત્રે કીધેલા મોજેજાઓ, જેવા કે મુવેલા ગોધાને સજીવન કીધો, શાહ અને તેના લોકોના મનમાંના વીચારો વાંચીઆ, અને બાબીલોનીઅન જાદુગરીનો દેશમાથી નાશ કીધો

(§§ ૭૩–૭૬) દીનનાં સીધાંતોની વીશ્તાસ્પ અને તેના દાનાવોની ખાતરી કરવા દાદાર અહુરમઝદના ફરમાનોથી બહમન અને અરદીબેહેસ્ત અમશાસ્પંદોનુ, તથા આદર યઝદનુ જાહેર થવુ.

(§§ ૭૭–૮૨) નવી દીન કબુલ રાખવા, અને તેને પ્રજામાં ફેલાવવા માટે એ ત્રણ યઝદોનો વીસ્તાસ્પને પેગામ.

(§§ ૮૩–૮૭) અમશાસ્પંદોના સંદેશા લઇ જનાર નઇર્યોસંગ યઝદે ઇંજેલા હોમનું પાણી તેની સાથ **મંગ** ભેલીને તેને પાયુ, જેથી તે ભવીષ્ય જોવાને શકિતવાન થયો.

(§§ ૮૮–૯૦) દેવો, ખાસ કરીને ગુસ્સાનો એશમ દેવ, પોતાની હાલતથી નાઉમેદ થાય છે, અને ખ્યઓની પ્રજાની મદદથી ઇરાનીઓને નુકશાન કરવા ઇચ્છે છે.

---

## બાબ ૪ થો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલુ.

(§§ ૧- ૨) ઝરથુસ્ત્રના ગાથાનું ગાયણુ સાંભલીને વીસ્તાસ્પના પાદશાહી મકાનમાં જીવવાલી તેમજ નીરજીવ પદાર્થોમાં ખુશાલીનુ પેદા થવું.

(§§ ૩- ૪) આતશની વર–નીરંગને ઝરથુસ્ત્રથી કરી બતાવવામાં આવેલો અખતરો, અને પ્રજા ઉપર તેની અસર.

(§§ ૫- ૭) દીનને ફેલાવવા માટે ઝરથુસ્ત્રે વીસ્તાસ્પને કીધેલો આગ્રહ.

(§§ ૮–૧૦) જુદા જુદા હુનરો અને એલમો ઉપર ઝરથુસ્ત્રનો અજાયબ કાબુ.

(§ ૧૧ ) અવસ્તા એજ એક મોટો મોજેજો.

(§§ ૧૨–૧૩) પેશોતન જેવા એક બેટાની અહુરમઝદ તરફથી વીસ્તાસ્પને ભેટ.

---

## બાબ ૫ મો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§§ ૧- ૨) વએસ્રપ કુટુંબના સ્રએતની રથ (ગાડી) ને લગતો મોજેજો

(§§ ૩–૧૦) સ્રએતની રથના મોજેજાનું વીસ્તાસ્પના ફરમાનથી લોકોમાં જાહેર દેખડાવવુ, અને તેથી કરી વીસ્તાસ્પની લોકપ્રીયતાનું વધવું.

(§§ ૧૧–૧૨) એ રથનું બે રથમાં છુટુ પડી જવું

(§§ ૧૩–૧૪) આ અને આગલા બાબમાં વર્ણવેલા મોજેજાઓના તુરત વેલાના તથા લાંબે વખતે નીપજનાર પરીણામોનું બયાંન.

---

## બાબ ૬ થો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલુ.

(§§ ૧- ૨) પેગામબરના ચેલાઓના મોજેજાઓ વિષેનો એસારો, અને સીકનદરથી થયલી ખરાબી પછી અવસ્તાની કેતાબોનો ફરીને **ગંજે-ઇ-શાયગાન**માં એકઠો કરવામા આવેલો સંગ્રહ.

(§§ ૩- ૪) અસ્પદયારના બેટા બહમન સુધી ઉતરી આવેલા દીનના સુધારકોનાં નેક કાંમો.

(§§ ૫- ૬) વડા દસ્તુર સએનવના મોજેજાઓ, અને ઇરાન ઉપર સીકનદરે વરસાવેલા ગજબો.

(§§ ૭–૧૦) ચાર વડા દસ્તુરો, અરેઝવાઓ, સુતો–સ્પાદાઓ, ઝરયંધહાઓ તથા સ્પેન્તો–ખ્રત્વાઓએ આપેલું દીનને રક્ષણુ.

---

## બાબ ૭ મો.

આ બાબની શરૂઆતમા આવેલુ મથાળુ.

(§§ ૨૮-૩૧) એવા સીહા જમાનામાં પણ પવિત્ર પુરૂશો થશે, જેવોની હસ્તી હોશેદરના આવવાની આગમચેતી દાખલ ગણાશે.

(§§ ૩૨-૩૭) ઢોંગ તથા ઠગાઇનો જમાનો જે અધર્મી રહી પોતાને દીન પાલતો લેખે છે, દુરાચરણને સદગુણ તરીકે ગણે છે, અને પોતાને હાથેજ પોતાની ખરાબી કરે છે, તે બાબે.

(§§ ૩૮-૪૩) સવાલ કીધો છે કે એક વારની પડતીએ આવેલા લોકો ફરીને ઉંચ તબકકે પુગશે કે, અને નબલા પડી ગયલા રાજકરતાઓ ફરી પોતાની અસલી બુલંદી મેલવશે કે ?

(§§ ૪૪-૪૭) અશો ચીથ્રોમયાનની તેના ૧૫૦ ચેલાઓ સાહીત દુનીઆંને બદીથી ટાલવાને માટે આવી પુગવાની આગમચેતી

(§§ ૪૮-૫૦) ચીથ્રોમયાનના શીક્ષણોની ભલી અસર બાબે

(§§ ૫૧-૫૪) ઝરથુસ્ત્રના હજારાની એક એક પછી આવતી સદીઓનો છેડો અને શરૂઆત દેખાડવા ખોરશેદનુ આકાશમા છુપાઇ રહેવુ.

(§§ ૫૫-૫૮) હોશેદરનો કુમારીકાને પેટનો ચમતકારીક જનમ.

(§§ ૫૯-૬૧) હોશેદર જયારે ત્રીસ વર્ષની ઉમરે પુગે છે ત્યારે દુનીઆંનું શાંત થવુ અને સુધરવુ.

---

## બાબ ૮ મો.

એ બાબની શરૂઆતમા આવેલુ મથાલુ.

( § ૧) શારીરીક આકારમા જનમ લીધો તે વેલાએ કીધેલા હોશેદરના મોજેજાઓ.

(§§ ૨-૭) મહરકુશ જાદુગરના સાત શીયાલાઓની સખતાઇ, અને ત્યાર પછી આલમનુ ફરીને નવુ થવું.

(§§ ૮-૧૨) ઢોરોને જબે નહી કરવાનુ અગ્રીએહેસ્ત અમશાસ્પંદનુ આદમીઓને ફરમાન.

( § ૧૩) એ જમાનામા કેટલાં માણસોને મુક્તિ મલશે, અને કેટલાનો નાશ થશે તેનો અડસટો

(§§ ૧૪-૧૭) હોશેદર-માહના હજારાની એક એક પછી આવતી સદીઓનો છેડો, તથા શરૂઆત દેખાડવા ખોરશેદનું આકાશમાં છુપાઇ જવું.

(§§ ૧૮-૨૧) હોશેદર-માહનો કુમારીકાને પેટનો ચમતકારીક જનમ.

(§§ ૨૧-૨૩) હોશેદર-માહ જયારે ત્રીસ વર્ષની ઉમરે પુગે છે, ત્યારે દુનીઆંના ફાયદા માટે તેના કીધેલા મોજેજા.

## બાબ ૯ મો.

એ બાબની શરૂઆતમાં આવેલું મથાલું.

(§§ ૧- ૨) શારીરીક આકારમાં જનમ લીધો ને વેનાએ કીધેલા હોશેદર-માહના મોજેજાઓ

(§§ ૩- ૬) હોશેદર-માહના હજારાના પહેલા દસ સાલમાં માણુસ જાતના વધારાના દેખાઈતા ચીનહો

(§§ ૭- ૯) કરબતના મોતનું દુર થવું, અને માણુસોની આહેસ્તે આહેસ્તે ખોરાક તથા પીણા વગર રહેવાની શક્તિનુ આવવુ

(§ ૧૦) ઝોહાકનુ બંદમાથી છુટવું, અને તેને મારવા સારૂં કેરસાસ્પનું ખાબમાથી ઉઠવુ.

(§§ ૧૧-૧૪) હોશેદર-માહના હજારાની એક એક પછીની આવતી સદીઓનો છેડો તથા શરૂઆત દેખાડવા સારૂ ખોરશેદનુ છુપાઇ જવુ.

(§§ ૧૫-૧૮) સોશીઓસનો કુમારીકાને પેટનો ચમતકારીક જનમ.

(§ ૧૯) સોશીઓસ ત્રીસ વર્ષની ઉમરે પુગે છે ત્યારે ખોરશેદનુ થંભ ઉભું રહેવુ

---

## બાબ ૧૦ મો.

એ બાબની શરૂઆતમા આવેલું મથાલુ.

(§§ ૧- ૨) સોશીઓસની ચમતકારીક શક્તિઓ અને કયાની ખોરેહનું તેનામાં ઉતરવુ

(§§ ૩- ૫) સોશીઓસના ૫૭ વર્ષમાં આદમ જાતનું જલદી સંપુર્ણ થવું.

(§§ ૬-૧૧) માણુસ જાતનુ સપુર્ણ ફ્રશોગર્દ થવું

---

# દીનકર્દ, પુસ્તક ૭ મું.



## પહલવી ઝરથોશ્ત-નામું.



### દીબાચો.*

પેદા કરનાર અહુરમઝદની ખુશ્નુદી આ દુન્યામાં મઝદયસ્નની દીનની માર-ફતે છે, કે જે દીન તે ખોદાની સંપૂર્ણ વખાણ[1] અને મહાજ્ઞાનથી આરાસ્તે થએલી છે.

(૧) સાતમું પુસ્તક એ મઝદયસ્ની દીનના સર્વથી મહાન્ મીત્ર,[2] તે સ્પીતમ (ખાન્દાન)ના ઝરથુશ્ત્ર[3] સાહેબે (દેખાડેલા) મોજેજાઓ વિષે છે; જે જાતની દોસ્તી

---

* દીનકર્દનું સાતમું પુસ્તક જેના પહલવી લખનારનો આ દીબાચો છે તેની સેવટે જેમ જુદી જુદી બાબદનાં મથાલાં આપવામાં આવ્યાં છે, તેમ આ પુસ્તકને જુદા જુદા બાબોમાં મેં આ વૉલ્યુમમાં વેહચી નાખ્યું છે; જે બાબો દીબાચા પછી શરૂ થાય છે. જુદા જુદા પૅરગ્રાફો અને છુટાં વાકયોની વહેંચણીની બાબદમાં, સરખાપણું જાલવવાને ખાતર, ડા. વૅસ્ટના વિભાગો ઘણા ખરા મેં દાખલ કીધા છે. જે શબ્દો અસલ પહલવી ઇબારતમાં નથી જણાવ્યા તેઓને ગુજરાતીમાં ઉમેરતી વેલા (        ) આવાં કૌંશમાં મુકવામાં આવ્યા છે. DM.એટલે દીનકર્દનાં પુસ્તક સાતમાં માટેનો એકપુરો પુરાણો હસ્તલેખ, જે હાલમાં "મુલ્લાં ફીરોઝ" કેતાબખાનામાં છે.

(૧) સ્પૂર આફ્રીગાનીહ. ડા. વૅસ્ટ મુજબ. "સંપૂર્ણ ચહઆતાપણાંને લીધે," "તમામ બુલંદીથી."

(૨) "એકજ ખોદાની હસ્તિ માનનારી દીનને સર્વેથી સરસ ચાહનાર," "સર્વેથી સરસ મઝદયસ્ની." સરખાવો અવસ્તા આફ્રત (આફ્રિત) "દોસ્તીવાલો અથવા સુલ્લેહભર્યો આદમી." ડા૦ વૅસ્ટ મુજબ વાંચણ: મહીસ્ત્ અયાતગ, એટલે "યાદ આપવામાં સૌથી મોટો."

(૩) DM. માં એ શબ્દ સામાન્ય રીતે "ઝર્તૂહશ્ત્ર" એવી જોડણીથી લખાયો છે, એ ઉપરથી ફારસી ઝર્દુહશ્ત.

અને પ્યાર તે મશહુર થએલા[1] મહાન્ નરમાં અહુરમઝદ મારફતે (જાહેર થયાં) હતાં તે વિષે છે; અને પાદશાહ ગુશ્તાસ્પનાં રાજ્યમાં લોકો તેની જેવી વખાણુ[2] અહુરમઝદનાં પોતાના ખાસ વચનોથી (કરતાં હતાં) તે વિષે છે; જે (સાતમું પુસ્તક) નિકીઝ-ઈ-વેહ-દર્ઍન[3] ("ભલી દીનના ખોલાસા" નામની કેતાબ) ને આધારે (લખાયલું) છે.

(૨) પણ એ (ઉપલી વિગતોનું ધ્યાન આપવા)ની આગમજ ખાસ કરીને (નિચલા વિષયો ઉપર) લખવામાં આવ્યું છેઃ[4]–ભલી દીનના વિશેષ ગુણો[5] કેવા છે? ભલી પેદાયશોની વૃદ્ધિ (તેથી) કેવી છે? મીનોઈ અને ખાકી હસ્તીઓમાં પહેલ-વહેલો (તેને[6]) કબુલ કરનાર કોણ હતો? અને તે પછી જુદા જુદા જમાનાઓમાં,[7] પૂંજ્ય ફરોહરવાળા ઝરથુશ્ત્રના જમાના સુધીમાં, ખોદાઈ સંદેશો લાવનારા અને (દીન) સમજાવનારા પએગાંમબરો કોણ કોણ હતા? તે વિષે; તથા તેઓની આદમીઓ વચ્ચેની પએગાંમબરો તરીકેની કારકીર્દીમાં[8] જે જે સખુનો અને કામો મારફતે તેઓમાં આદમીઓનું યકીન મજબુત થયું હતું[9] તેઓ વિષે (મલતું) વર્ણન[10] (અહીં આપવામાં આવ્યું છે).

---

(૧) અવ. વરેચંઘહુવંત્.

(૨) અફ્રશ્ આફ્રીગાનીહ–અસ્તન્, "તેનું (ખોદાનાં) આશીર્વાદ પામવું," અથવા અફ્રશ્ વાવ્રીગાનીહ–અસ્તન્, "તેનામાં મજબુત યકીન."

(૩) નિકીઝ ઇ વેહ દર્ઍન, એ નામ એવાં પુસ્તકનું ગણી શકાય કે જેનાં જુના ધાર્મીકસત્તા જેવાં લખાણો ઉપર દીન્કર્દનાં મોટા ભાગનો (અને ખાસ કરી તેનાં ત્રીજાં પુસ્તકનો) પાયો રચાયલો હોય. એ નામનો અર્થઃ "ભલી દીનને લગતો ખોલાસો યા શરેહ" એવો થાય છે.

(૪) બરા પિશ્ મિન્ ઝક્......નિપિશ્ત્ ચિમીગ્.

(૫) ચીહર. (૬) યાનેકેઃ ભલી દીનને.

(૭) પુરી મતલબ લાવવાઃ–બર્ઍન્ ઝિમાનગ્ ઝિમાનગ્.

(૮) વફ્વરીહ્.

(૯) વાવરિહ–અસ્ત્ હવા–અંદ્, યાને "તેઓ વિશ્વાસને પાત્ર નિવડયાં અથવા ઠર્યાં." ડા. વૅસ્ત એને આફ્રીહ–અસ્ત હવા–અંદ્ વાંચી, "તેઓ આશીર્વાદ પામ્યાં છે" એવો અર્થ કરે છે.

(૧૦) અફ્રશાંન્ નિસંગ–ઈ; સરખાવો અવ૦ સંઘહ્.

(૩) નિકીઝ-ઈ-વેહ-દર્અનમાં મઝદયસ્ની દીનના (આધારે) એવું જાહેર[1] છે કે: અહુરમઝદની ખાસ્યત એ તેની પહેલવહેલી પેદાયશ બેહમન અમેશાસ્પેંદને સંપૂર્ણ રીતે પોતામાં ધરાવવાથી[2] ઉપજેલું તેનું જ્ઞાન છે; તથા અમેશાસ્પેંદો અને યઝદો તથા બીજી અણદીઠ દુન્યાંની પવિત્ર હસ્તીઓમાં મીનોઈ હાલતમાં પહેલવહેલો વધારો તે જ્ઞાનથી થયો છે, અને તેમાં તેની ખાસ્યત જાહેર થયેલી છે; અને ગેતીની દુન્યામાં ગાયોમર્દ કે જેણે અહુરમઝદ પાસેથી (એ દીનનો) બહોલો અને સંપૂર્ણ સ્વીકાર[3] પહેલવહેલો કીધો હતો તેમાંથી (ખોદાઈ ખવાસ જણાયો) છે. (૪) વળી તે (ગાયોમર્દ) ધાર્મીક યોગથી પોતાના જમાનામાં જે કાંઈ જરૂર્યાતો (હસ્તી ધરાવતી હતી) તેઓનો ખોલાસો કરનાર[4] હતો, અને તેટલા માટે તે વખતની બદીઓ (દ્રૂજ)[4a] ને તે જીતનાર હતો, અને તેઓની સામે થનાર હતો; એ કારણથી તે અહુરમઝદનાં શિક્ષણ ઉપર મનન કરનાર, અને તમામ અહુરમઝદી દીન ઉપર શિક્ષણ (વાઝ) આપનાર પહેલવહેલોજ આદમી હતો.

(૫) ભલી દીનમાં જાહેર થએલું છે તે મુજબ, પેદાયશોની હસ્તી વિષે (નું બ્યાણ આ સાતમા પુસ્તકમાં આવેલું છે) કે જે હસ્તી તેના બનાવનાર[5] અને પેદા કરનાર તથા કૃપાળુ વૃદ્ધિ કરનાર મીનો (અહુરમઝદ) ની મહેરબાની[6] ની એક નિશાણ છે તે વિષે; અને માણસ જાતની પહેલવહેલી હાજતો[7] વિષે, (કે જે) આ (હતી કે): "અમો અહુરમઝદની પેદાયશો સુખી થઇએ;" તથા મુક્તિના ઉપાય (યાને રવાનના છુટકારાનાં સાંધણ) માટેની શ્રેષ્ઠ[8] માણસની સેવટની[9] આશા વિષે, જે (આશા)

---

(૧) **હુવા-ત્ ચીહર્.**

(૨) **હુમો-ઇયાફ્તીહ,** "સર્વે સંપાદન કરવુ," "સઘળું મેલવવું."

(૩) **પવન હુંગર્દીગ્ વ બુંદગ્ પદીરુફ્તારીહ્.**

(૪) **વિચાર્તારીહ,** સરખાવો **વિચારિશ્ન્,** "ખોલાસો." ૪ᵃ "બુરાઈ," અથવા "હવસી તત્વ."

(૫) **સિપાસ્** "ઉપકાર," "મહેરબાની," સરખાવો ફારસી **સિપાસ્.**

(૬) **ચેહવૂનીનીદાર્.**

(૭) **નીયાઝ્,** "આરજુ."

(૮) **વ ઝક્-ઈ-અફ્દૂમ,** એટલે કે, ગયોમર્દની મરણ વખતની ઇચ્છા

(૯) **ગયાન્ ફ્રૂનિશ્ન પાહલૂમ;** સરખાવો અવસ્તા **ગય.**

એ હતી કે: "હવે જ્યારે આદમીની દુન્યામાં બીમારી દાખલ[1] થઈ છે, અને હવે જ્યારે પેદાયશો ઉપર એબ આપનારો[2] (અહરમન) ધસી આવ્યો છે, ત્યારે (આપણી) જીન્દગીનાં કામો સૌથી ઉત્તમ હોવાં જોઇએ." (૬) ગાયોમર્દની ઓલાદથી (ઉતરેલાં) માણસોના બાબમાં આ એકજ ચીજ ભલી છે કે જ્યારેબી તેઓ પોતાની ફરજો બજાવે અને સવાબનાં કામો[3] કરે, ત્યારે દ્રૂજનાં જેવી બુરી હસ્તીઓ, જેઓ તેઓનીજ સામે થનારી છે, તેઓને જેર કરવાનું કામ તેઓએ કરવું- પેદાયશને લગતું ધોરણ ઓલાદની સાથે નીસ્બત ધરાવે છે -[4] (એવું સમજીને કે:) "તમારામાંના દરેક જણની ફરજ છે કે દ્રૂજને જેર કરવો, કે જે દ્રૂજ તમારો પોતાનોજ દુશ્મન છે;" તેમ કરવાથી એબ આપનાર (અહરમન) નું સામે થવાનું જોર બંધ પડે, અને તેનાં પરિણામ લેખે પેદાયશોની પવિત્રાઈ (વધે); સૃષ્ટિના રચનારે તેઓ માટે જે પરિણામ નિર્માન કર્યું છે[5] તે એજ છે.

(૭) ભલી દીનમાં એમબી જાહેર કીધેલું છે કે પોતાના સાચ્ચા સખુનથી ગાયો-મર્દ[6] અમેશસ્પેંદોની શાદમાન જીન્દગી[7] પામ્યો, એટલે કે ગરોથમાન[8] ને લગતી

---

(૧) વીમારીનીદ્ અહવાન્ ઇ અન્શૂતા.

(૨) અઇબ-દદ યા અઇબ્ ગદ્, "નાશ કરનાર;" અવ. અઇબિ-ગઇતિ. બીજી રીતે ખથ-બીદ્, "જીંદગીને દુઃખ દેનાર."

(૩) કાર્ વ કૅરફ્ગ્.

(૪) અંદાઝગ્ દહિશ્નીગ્ ઑલ્ પતવંદીગ્.

(૫) પેહ્બૂન્ત.

(૬) અવ. ગયૉ-મર્ઍતન્; જુઓ યઝિશ્ન, બાબ ૨૬,૩૩;૩૦,૪; યશ્ત ૧૩, ૧૪૫. પહલવી ગાયોગમર્દ. દીનકર્દમાં એને ગીલ્શાહ (તીના-મલ્કા) કહ્યો છે, (જુઓ પુસ્તક ત્રીજું, §§૩૨,૨); અરબી મલીક્-ઉત્-તીન્. બીજાં લખાણ મુજબ એને ગીરશાહ બી કહે છે. પરધાત (પેશદાદ)પાદશાહોમાં ગયોમર્દ પહેલો હતો. જુઓ બુન્દહિશ, બાબ ૩, §§૧૯-૨૩, અને બાબ ૪; "ઝાદસ્પરમના લખાણો," બાબ ૧૦.

(૭) હૂ-અહૂઇહ; બીજી રીતે હૂખાનીહ "ખુશાલી અને સુખથી ભરપુર મકાન;" '૧ અવ. હવંઘેહવીમ (ગેલ્ડનર), યઝિશ્ને, બાબ ૫૩,૧; અર્થ "આશીર્વાદ પામેલી "હમેશગીને લગતી જીંદગી." ડા. વૅસ્ટ મુજબ "ભલી મીનાઈ સરદારી."

'વૈંથી સરસ સુખવાલુ બહેસ્ત, જે અહુરમઝદનું મકાન છે તે.

જીન્દગી પામ્યો. (૮) ગાયોમર્દ પછી સ્પીતમ (ખાન્દાન) ના પૂજ્ય ફરોહરવાળા ઝરથુશ્ત્રના જમાના સુધીમાં જુદે જુદે વખતે જે સઘળાઓ (ભલી દીનને લગતી) બક્ષેશ પામ્યા હતા,[1] તેઓ જ્ઞાનની બાબદમાં એટલી બધી માહીતી પામ્યા હતા,[2] અને તે વખતના આદમીઓની મુકતી માટે (જોઇતી) કામ કરવાની શક્તિ એટલી બધી મેળવી હતી કે તેઓ તેથી મશહુર થયા[3] હતા, અને કીર્તારની સાથની મસલેહત મારફતે, તેમજ ભલી દીનમાં ખોદાતાલાએ ફરમાવેલા હુકમો મુજબ જે કાંઈ ઉમદા (છે તે, યાને) આત્માની બુલંદી[4] મારફતે તે સઘળાઓ પએગાંબર, દીન સ્વીકારનાર, અને દીન ફેલાવનાર[5] ના સામટા (ત્રેવડા) ખેતાબો,[6] જે આગળ જણાવવામાં[7] આવ્યા છે, તેને લાયક થયા હતા.

(૯) જ્યારે ગાયોમર્દ દુન્યવી હસ્તીઓમાંથી ગુજર પામ્યો ત્યારે બીજીવાર **મશ્યે અને મશ્યાની**,[8] ગાયોમર્દની પહેલવહેલી ઓલાદને, દાદાર અહુરમઝદના સખુનોમાં (નિચે મુજબ) જાહેર કરવામાં આવ્યું હતું, એટલે કે જ્યારે તેઓને બનાવ્યાં ત્યારે તેઓને ખોદાતાલાએ કહ્યું હતું કેઃ "તમો આદમીઓ છેઓ, તનોમંદ દુન્યામાં સઘળાંઓના બાપદાદાનાં બાપદાદા થવાને તમુને પેદા કર્યાં છે,[9] અને તેથી તમો માણસોએ દેવની આરાધણા કરવી નહિ, કારણ કે તમુને સરજેલી બક્ષેસોમાં શ્રેષ્ઠ શક્તિ સંપૂર્ણ બુદ્ધિ[10] છે, કે જે સંપૂર્ણ બુદ્ધિ મારફતે (તમારી) ફરજો

---

(૧) **હમાઇ બાહર**, અસલ અર્થઃ "(તેમાં) ભાગ પડનારા સઘળાઓ."

(૨) **દાનિશ્ન**, "વિધ્યા," "ફીલસુફી."

(૩) એટલે કે, તેઓ પ્રખ્યાત થયા હતા.

(૪) **ખયા મદમ બુર્દારીહ્.**

(૫) **રાચીનીદાર.**

(૬) **શેમ પર્વસ્તગ્**, "જોડ્યાં નામો," "જોડયા એલ્કાબ."

(૭) **મનીતૂન્તગ**, એ શબ્દ હુજ્વારેશ છે. સામાન્યરૂપ **મનીતુન્તન્** "યાદ કરવું," "ફરીથી ગોખવું."

(૮) જરથોસ્તી દીન મુજબ દુન્યાની પેદાયશની તવારીખમાં અહુરમઝદે જે પહેલવહેલું આદમીનું જોડું પેદા કર્યું હતું તે.

(૯) સરખાવો **બુન્દહિશ્**, બાબ ૧૫, §૬, અને તે પછીનું લખાણ.

(૧૦) "સંપૂર્ણ વિચાર," અથવા "સંપૂર્ણ સાવચેતી," એમબી અર્થ થાય.

અને રાસ્તી તદ્દન સમજી શકે." (૧૦) અને તેઓએ અહુરમઝદને પેદા કરનાર તરીકે[1] વખાણ્યો અને શુકર ગુઝારી કીધી, અને (માણસ તરીકે) પોતાનું ખાસ કામ કરવાને તેઓ આગળ ચાલ્યાં,[2] અને તેઓ કીર્તારની મરજી બર લાવ્યાં, અને દુન્યાને ફાયદો કરનારાં ઘણાંક કામો તેઓએ આટોપી લીધાં;[3] દુન્યાની પેદાયશોની ઉત્પત્તિ, તેઓનો સંયોગ, અને સંપૂર્ણ વૃદ્ધિ માટે તેઓએ જાતીભોગ[4] આપ્યો—જે (સઘળાં) કામો માણસ જાતનાં સવાબના કામોમાં ઉત્તમ છે. (૧૧) પરવરદેગારે તેઓને અનાજ વાવતાં શિખવ્યું, જે અહુરમઝદના નિચલા સખુનો ઉપરથી જણાવેલું છે: "ઓ મસ્યે! આ (ખેતીનો) બળદ તારોજ છે, આ અનાજ તારો છે, અને બીજાં (ખેતીના) ઓજારો તારાંજ છે; હવે પછી તેઓને વિષે તારે સારી માહીતી મેળવવી."

(૧૨) ભલી દીનથી એમબી જાહેર થએલું છે કે અહુરમઝદે અશોઇની મારફતે ઉંચાં માનને લાયકનાં[5], પવિત્ર રુહાની શક્તિઓમાંની એક, નામે હદીશ[6]ને નિચે મુજબ કહ્યું:—

---

(૧) દાદારીહ્.

(૨) મદમ્ રફ્ત હવા—અન્દ્, સરખાવો ફા. **બર રફતન્** "સઉથી આગલ જવું."

(૩) પરૂગાનીનીદ્, સરખાવો ફા. **પર્ગાન્** "ઘેરાવો," "હદ."

(૪) વરૂઝીદ ખ્વએતુગદસ્, અવ. **હ્વએ્ત્વદથ**; એ શબ્દના અવસ્તા અને પહલવીમાં થયેલા વપડાસ વિષે વાંચો મારો ઇંગ્રેજી રસાલો "અસલી ઇરાનીઓમાં નજદીકના સગાંઓ સાથના લગનનો કહેવાતો રીવાજ."

(૫) અર્જાનીગ્.

(૬) સરખાવો અવ. **હદિશ, જેનો વીસ્પરદ**, બાબ ૯,૫ માં એશારો મલે છે, જ્યાં તેને **અશિવતો** અને **વાસ્ત્રવતો**, એટલે અશોઇવાલો અને ઘાસચારાનાં ખેતરોવાલો કહેલો છે. વળી **વીસ્પરદ**, બાબ ૧,૭ માં નિચલો એશારો છે:—"**હદીશ્** કે જે ઘાસચારાવાલો છે, અને જે ભલી બક્ષિસ કરનારી ગાયનુ પાલન કરનાર, અને પશુને પાલનાર પવિત્ર માણસને ખોરાક આપનાર છે." પહલવી તરજુમા મુજબ. **હદીશ્ મઇનૂગ્ ખાનગ્** "મકાનોનું રક્ષણ કરનાર ફરેસ્તો હદીશ," એટલે જે ફરેસ્તો ગાયઢોરને ઘાસચારો આપે છે, અને માણસોને ગાયઢોર આપે છે તે. એજ શબ્દને સામાન્ય નામ તરીકે "ખેતીને લગતું મકાન" એવે અર્થે લઈ શકાય. પાદશાહ **ઝર્કસીસ**ના પહાડ ઉપર કોતરાવેલા અસલી ઈરાની ભાષાના લેખોમાં એ શબ્દ **હદિશ્**, "મકાન"ને અર્થે વપડાયો છે:—**વસ્ના અઉરમઝદાહ ઇમા હદિશ્ અદમ અકુનવમ**, "ખોદાની મેહરથી આ મકાન મેં બનાવ્યું." **દીનકર્દ પ્રમાણે હદીશ** એટલે જે શક્તિ માણસોને જમીન ખેડવા માટે અને અનાજ વિગેરે જીવવાના સાંધણ મેળવવા સારું બશારત કરે છે તે.

"ઓ હદીશ! તું કે જે પવિત્રાઇની મારફતે ઉંચી લાયકાતવાળો છે, તેણે મસ્યે અને મસ્યાની તથા તેમના ફરઝંદોની આગળ જવું, અને મસ્યે અને મસ્યાનીની[1] મારફતે (તેઓના) અન્નને સારું અનાજની ખેતી કરતાં શિખવવું, અને તેઓના[2] (ફરઝંદોને) એવા આશિર્વાદ દેવા કેઃ 'આએ અનાજ[3] તમારાથી ઉગજો,[4] જેમ તે અહુરમઝદ અને અમેશાસ્પેંદો તરફથી તમુને મળ્યો છે; એ અનાજ દેવો તરફના નાશ તથા હરકત વીના[5] તમારી તરફથી તમારી પોતાની ઓલાદો સુધી પુગે[6] (યાને ચાલુ રહે)!' અને દૃજ તથા દેવોને પાછળ હઠાવવા માટે[7] બે અહુનવર તારે પઢવા." (૧૩) અને હદીશ, જે પવિત્રાઇને લીધે ઉંચી લાયકાતવાળો હતો તે મસ્યે અને મસ્યાની તરફ ચાલ્યો, અને મસ્યે અને મસ્યાનીને ખેતી કરવા, અને રોટી માટે અનાજ ઉગાડવા તાકીદ કીધી,[8] અને (તેથી) તેઓએ તેમ અનાજ ઉગાડયો; અને તેઓના (ફરઝંદો)ને[9] તેણે નિચે મુજબ આશિર્વાદ દીધાઃ "જેમ અહુરમઝદ અને અમેશાસ્પેંદો તરફથી તમુને આ અનાજ મળ્યો છે, તેમ તે તમારાથી ઉગજો, અને દેવો તરફની કશીબી હરકત વીના તે તમારી ઓલાદના ફરઝંદોને પહોંચજો!" પછી દેવો અને દરુજને પાછળ હઠાવી કાઢવા સારુ બે યથાઅહૂવૈર્યો તે પઢયો.

(૧૪) અને પવિત્ર યઝદાંનાં શિક્ષણને લીધે, મસ્યે અને મસ્યાનીએ (નિચલા હુન્નરોબી) મેળવ્યાઃ (જેવાકે) વસ્ત્ર બનાવવાં, ગાયઢોર ઉછેરવાં,[10] ઘર બાંધવાં,[11]

---

(૧[a]) ઝક્ ઇ વર્ઝ્ ઇ જૂર્દાગ્ લખ્મયા મિન્ મસ્યે વ મસ્યાની.

(૨) ઝક ઈ ઑલાશાંન.

(૩) DM. મુજબ હના તર્તા વાંચ્યે તો અર્થ "આ ત્રણ," એટલે "ખેતી, અનાજ અને રોટી."

(૪) મિન લકૂમ પેહમતુનાદ્.

(૫) અપઈતિયાર્–ગારીહ્, "કંઇબી હરકત વગર." (૬) પેહમતૂનાદ્.

(૭) યૅગવીમૂનિશ્નીહ્.

(૮) જદીત્ મિન્ મસ્યે વ મસ્યાની; સરખાવો અવ, જદ્, "માંગી લેવું," ફા૦ ઝસ્તન્. ડા. વૅસ્ટ પ્રમાણે, વર્ઝ ને બદલે ઑલા વાંચ્યે તો અર્થ એમ થાયઃ "અને તેણે મસ્યે અને મસ્યાની પાસે અનાજ અને રોટી પેદા કરાવ્યાં."

(૯) DM. પ્રમાણે "તેઓને." (૧૦) શપાનીહ્.

(૧૧) અહૂગરીહ્. એ જ શબ્દનું બીજું વાંચણુઃ આહનગરીહ; "લો ખંડ ઘડવાનુંકામ,"

શહરુઆતની સુંથારની કારીગીરી,[1] કદીમુલ અયામના લોકોની ખેતી અને ખેતી વાડી, તેમજ (જીંદગીના) પહેલા તબકકા[2] ને (લાયક આવે તેવી) મનની શક્તિઓ મેળવી; અને તેઓ મારફતે સગપણના વસીલાને લીધે આદમી જાતની પેદાયશને લગતાં પ્રમાણોનો વધારો, તેમજ જાતજાતના ધંધાઓનો આ દુન્યામાં પુષ્કળ[3] ફેલાવો[4] થયો.

(૧૫) અને તે પછી પેલું ઉન્નતિ કરનારું[5] ખોરેહ[6] સામ[7] ને મલ્યું, જે તેમનો (યાને મસ્યે અને મસ્યાનીનો) છોકરો હતો, અને જોડ્યાં ફરઝંદોની હાર[8] નો મોટો વડવા[9] હતો; દાદાર અહુરમઝદે તેનાં દેશ પ્રદેશની જે હદ[10] નક્કી[11] કીધી હતી તેટલા વિસ્તાર સુધી તે (સામ) દુન્યાના જુદા જુદા દેશો અને વિભાગોમાં (ફર્યો), પરિણામે વૃદ્ધિ ચાલુ[12] થઈ, અને જુદા જુદા દેશો અને પ્રદેશોમાં માણસોનો પુષ્કળ સંખ્યામાં ફેલાવો થયો.

(૧૬) બીજા જમાનામાં (તે ખોરેહ) દુન્યામાં ખેતી[13] ના કાયદા, દુન્યાની ખીલવણીના કાયદા, પાદશાહીના કાયદા, અને દુન્યાનાં રક્ષણને લગતા કાયદાની ગોઠ-

---

(૧) દઉરગરીહ, સરખાવો અવ૦ દાઉરુ, "લાકડું," ફા૦ દરુદગરીહ "સુથારનું કામ."

(૨) **ફ્તૂમીહ.** (૩) **પૂરીગ્** ને બદલે વપડાયો છે.

(૪) **વસ્તરિશ્નીહ્** વાંચવું બહેતર થઈ પડે.

(૫) **મદમ બરિશ્નીગ્.**

(૬) અવ૦ **હ્વરેનો (ખરેનો).** એ ખુરેહની બક્ષેશો કયા કયા જાણીતા પુરુષોને મલી હતી તે વિષે જુઓ **જમ્યાદ યશ્ત.**

(૭) **સામગ્. બુન્દહિશ્**, બાબ ૧૫,૨૫,૩૦ માં **સીયાગમગ્.** મસ્યે અને મસ્યાનીને ત્યાં જન્મેલાં પહેલાં જોડ્યાંમાંનો મર્દ આદમી.

(૮) **હમપતવંદાન.**

(૯) **મદમ નીયાગ-ઇચ્**, સરખાવો અવ૦ **ન્યાક.**

(૧૦) **ઝક્ દરનાએ**; ફા૦ **દરાના.**

(૧૧) **વિચીદ્** "ચુંટી કાઢેલી," અવ૦ **ચિ.**

(૧૨) **સાતૂનિશ્ન.**

(૧૩) **દાતો ઇ દહ્ગાનીહ્**, "ખેતીના કાયદા," ફા૦ **દેહકાન**, "ખેડુત," "તવારીખનવેશ." છેલ્લા શબ્દને જો **નીયાગાનીહ** વાંચ્યે તો અર્થ "બાપદાદાઓના કાયદો" એવો થઈ શકે. **બુન્દહિશ્**, (બાબ ૧૫) મુજબ બેઉ જણાઓ **સામગ્**ના છોકરાઓ હતા. **અલબીરૂનીએ** એમજ કહી ગયો છે (જુઓ પાનું ૨૦૬ મું.)

વણુ કરવા માટે પેશદાદયાન[1] વંસનાં વાએગેરેદ[2] અને હોશંગ ને મલ્યું હતું. (૧૭) તેઓએ[3] (પોતાની) એકદીલીથી,[4] દીનની સ્થાપણાથી,[5] અને પોતાંના જોડાયલાં બળથી દુન્યાની પાદશાહી અને ખેતી બન્નેને સુધાર્યાં; અને જે સુધારો અહુરમઝદની પેદાયશોના વધારા, બેહતરી[6] અને સંપીલાં બંધણને[7] માટે તેમજ અહુરમઝદથી નિર્માણ થયલી દીનને ખાતર તેઓએ કીધો. (૧૮) વળી તે હોશંગે પેલાં ખોરેહની બરકતથી માઝનના[8] દેવોમાના બે ત્રત્યાંસ ભાગને માર્યા, અને અએશમ દેવની બુરી શિખવણીવાલી સાત પેદાયશોનેબી મારી નાંખી.[9]

---

(૧) પરધાત એ શાહનામાના પિશ્દાદયાન વસના રાજાઓનો અવસ્તામાં જણાવેલો ખેતાબ.

(૨) DM. વાલી નકલ મુજબ વાએગેરેદ તે હોશગનો છોકરો હતો.

(૩) યાને વાએગેરેદ તથા હુઑશ્યંગ.

(૪) સરખાવો અવ૦ હુખ, "દોસ્ત."  (૫) દર્ઍન દાતીહ.

(૬) નીવારિશ્ન.  (૭) પતવંદિશ્નીહ.

(૮) યોજનત્ દ્વથીર્થ માઝન્યનાંમ્ દએવનામ્, વરૅન્યનાંમચ દ્રૂવતાંમ્, "જેણે માઝદરાનના અને ગીલાનના દેવોનો ૨/૩ ભાગ નાશ કીધો." પહલવી લખનારાઓ મુજબ, વરૅન તે ગીલાનનો પ્રદેશ હતો. જુઓ ઝમયાદ યશ્ત, ફ૦ ૨૬, અને આવાં યશ્ત, ફ૦ ૩૩.

(૯) અહી વરૅનના દેવોનો એશારો છે. આએ ૧૮ મા ફકરામાં વરૅન શબ્દને ભાવવાચક અર્થે લીધો છે, અને તેને બદલે અએશ્મ શબ્દ મુકાયો છે, (અવ. અઍષ્મ, "ગુસ્સાનો દેવ"). માઝંદરાન અને ગીલાનના મુર્તીપુજકો વિષે અહીં એશારો હોય એમ લાગે છે. "સાત જાતના બુરી કેલવણીવાલાં આદમીઓ," તે ગીલાનના સાત સરદારો છે, જેઓને હોશંગે માર્યા હતા. આમુખ્ત-શૂતગ્ એ આમૂખ્ત-વિશૂતગાન ને બદલે છે. બુન્દહિશ્ (બાબ ૨૮) માંના એક ફકરામાં અઍશ્મ માટે નિચે મુજબ લખાણ આવેલું છે.- ઑલાશાંન્ હમ્ અવઝાર્ અએશ્મ શએદા હવા-અન્દ્; ચીગૂન્ પેમલેલુનેદ અઇઘ્ ૭ ઝોર ઇ અએશ્મ વેહવૂનેદ્, અઇઘ્ દામાન્ પદશ્ બરા અવીસાઇનેદ્; વ કયાન્ વીરાન્ ક્રિમાનગ્ ઈ નફ્શા મિન ઝક્ ૭ ઝૂર ૭ બરા મખીતુનેદ્, વ અએવગ માનદ્, "અઍશમ દેવ તેઓની તેજ (ખરાબ) શક્તિઓ ધરાવે છે, જેમ કહેવામાં આવેલું છે કે અઍશમમાં સાત જાતનાં જોર છે, જેથી કરીને તે પેદાયશોનો નાશ કરે છે; તે સાત જાતના બળથી તે પોતાના વખતમાં સાત કયાની બહાદુર વીરાઓને મારશે, અને એકજ બાકી રહેશે."

(૧૯) તે પછી (તે ખોરેહ) તાખ્મુરપને[1] મળ્યું, કે જે (પાદશાહ) હથ્યારથી પોતાને સજતો[2] હતો; અને જે ખોરેહની બરકતથી તેણે દેવો, બુરા આદમીઓ, જાદુગરો અને દાકણોને મારી હઠાવી હતી,[3] તેમજ તેણે બુતપરસ્તીને ઉખેડી નાંખી; અને તેણે પરવરદેગારની આરાધના અને બંદગી તે સાહેબના બંદાઓમાં ચાલુ કીધી; (અને) ત્રીસ શ્યાલા (એટલે ૩૦ વર્ષો)[4] સુધી તેણે અહરમનને ઘોડાના આકારમાં[5] ફેરવીને, તેની ઉપર ઘોડેસ્વારી કીધી હતી.

(૨૦) વળી બીજી વખતે[6] (તે ખોરેહ) વીવંઘહાનના[7] છોકરા યિમ-શએત[8] (જમશેદ)ને મળ્યું, જેથી તેણે અહુરમઝદ સાથે ગોફ્તેગો (થઇ), અને દીનના ચાર પેશાઓ જે ધર્મગુરુ, લડવૈયા, ખેડુત અને કારીગરોને લગતા છે તેઓની તેણે કીધેલી પસંદગીને[9] લીધે એ ચાર ધંધાઓ, મોબેદીનો પેશો, લડવૈયાનો પેશો, મર્ઝબાની અને હુન્નરમંદોનાં વર્ગો, હસ્તિમાં આવ્યા હતા; અને જેમ કરવાથી તેણે દુન્યાને બોહોલી બનાવી, વીસ્તારમાં લંબાવી અને વધારી, અને પોતાના બળના પ્રમાણમાં[10] તેણે આદમીઓને સુધાર્યા;[11] (જેથી કરીને તેઓ)

---

(૧) **તાખ્મૂરપો**, અવ૦ **તખ્મ-ઉરૂપ**, અને ફા૦ **તહમુરસ**, જે અસલ ઇરાનના પેશદાદયન વંસના પાદશાહોમાં બીજો હતો, અને જેને **રામ યશ્ત** (ફ. ૧૧) માં **અજ્નિવાઓ**, "હથ્યારમાં સજ થયલો" કહેલો છે.

(૨) **ઝયનઆવંદ**, અવ૦ **ઝય**, અને ફા૦ **ઝીન**.

(૩) એ સાથે સરખાવો **રામ યશ્ત**, ફકરો ૧૨ મો, **ઝમયાદ** યસ્ત, ફકરો ૨૯ મો.

(૪) અવ. **થ્રિસત-ઝિમ**, એટલે ૩૦ વર્ષ સુધી.

(૫) **ફ્રાજ્ વશત્ ઓલ્ અસ્પો કર્પ્.** (૬) અથવા "પાછલથી;" "પછી."

(૭) અવ. **વીવંગહવત્** અથવા **વીવંગહુંત્**, એ જમશેદના બાપનું નામ છે.

(૮) અવ. **યિમ-ક્ષએત**, સામાન્ય રીતે એ (પેસ્દાદયન વંશનો ત્રીજો પાદશાહ) **જમશેદ**નાં નામથી ઓલખાય છે. વેદશાસ્ત્રમાં એનું નામ **યમ** છે, ત્યાં તેને **વીવસ્વત્** નો છોકરો, સર્વથી પહેલો માનવી, પહેલવહેલો મોહતને આધીન થયલો આદમી, અને બંદગીની શરુઆત કરનાર તરીકે જણાવ્યો છે. અહી **જમ્યાદ યશ્ત** (૩૧–૪૬)માં આવેલી અવસ્તાની વિગટો સરખાવો. તે ઉપરાંત **બુન્દહિશ્**, બાબ ૩૧, ફ. ૩–૫ માં, અને **વંદીદાદ**, ફરગર્દ ૨ જીમાં જમશેદનું દાસ્તાન આવેલુ છે.

(૯) **મેકુબ્લૂનાં**, "પસંદ કરીને," "કબુલ કરીને."

(૧૦) **પવન્ પતમાન્ ઇ અઓજ્.**

(૧૧) અથવા, "તેણે પેદાયશોના જોરમાં વધારો સુધારો પ્રમાણ મુજબ કીધો." બીજી રીતે વાંચતાં, **અ-તીખ્ન** લેવાઈ શકાય.

૫૮૭૫



સઘલાં અમર્ગ, બુધાપા વીનાના, ભુખ વગરના, તરસ વગરના, આબાદી ભર્યાં અને પુર સુખશાંતિ સાથનાં[1] થયાં હતાં. (૨૧) અને ભલી દીનમાં દાદાર અહુરમઝદે કહેલા સખુનોમાં નિચે મુજબ જમશેદને જણાવ્યામાં આવ્યું છેઃ—"ત્યાર પછી મારી જેહાનને તું આબાદ કર[2] [એટલે કે, તેની (પેદાયશોની) સંખ્યા[3] માં તું વધારો કર]; અને તે પછી મારી (વસ્તીવાલી) દુન્યાને આબાદ કર[4] [એટલે કે, કદમાં વધારે ફરબે[5] બનાવ]; અને પછી દુન્યાને ખવડાવવું, પોશણ કરવું, અને તેની સરદારી તથા નગેહદારી[6] મારી તરફથી તારે કબુલ રાખવાં જોઇએ; અને એવી રીતે તે સઘળું તારે બજા લાવવું[7] જોઇએ કે જેથી કોઇબી આદમીથી બીજાં આદમીને ઇજા યા વેદના કરવાનું કામ બનવાજોગ નહિ રહે."[8–9]

---

(૧) પઍારુ–શર્ઍતીહ્, "દોલતથી ભરપુર;" અવ. શર્ઍત, "ધન, દોલત." અથવા બીજી રીતે પઍારુ–શીતી, "રહેઠાણોથી ભરપુર," અવ. શિતી. "રહેઠાણ", (ક્ષિ–"રહેવું" તે ઉપરથી). એ વીસમાં વાકયમાં આવેલી વિગટને પહલવી વંદીદાદની બીજી ફરગર્દ સાથે (ફકરા ૪ થાથી) સરખાવો.

(૨) ફ્રાદીન્, આજ્ઞાર્થ એક વચન, સરખાવો અવ. ફ્રાધ્, "આબાદ કરવું," અવ. ફ્રાધય, ફ્રાધન, "આબાદી," "વધારો."

(૩) એટલે કે, ભલાં પ્રાણીઓની સંખ્યા.

(૪) વારીન્, એ પહલવી શબ્દ અવસ્તા વરેધય (વરેદ્, "વધારવું" તેનું આજ્ઞાર્થ રૂપ) ઉપરથી બન્યો છે. એટલે કે "મારી દુન્યાને વધારે ને વધારે બોહોલી, ફલદ્રુપ અને રહેવા લાયક બનાવ." અથવા બીજી રીતે લેતાં "મારી પેદાયશોને સારી રીતે ઉછરેલી અને તદરોસ્ત બનાવ."

(૫) ફા. ફરબેહ, "ચરબીદાર." (૬) મદમ્ નિગાસ્દારીહ્.

(૭) વબીદુના.

(૮) તૂબાન્ ચેહુવૂનાદ.

(૯) યિમ સબંધી વંદીદાદના અવસ્તા અને પહલવી ટેક્ષ્ટોમાં નિચે મુજબ ઉપલાંને મલતું લખાણ છેઃ—આઅત્ મે ગઍથાઓ ફ્રાધય, આઅત્ મે ગઍથાઓ વરેધય, આઅત્ મે વીસાઇ ગઍથનામ્ થ્રાતાચ હરેંતાચ અઇવ્યાખ્તાચ (એનો પહલવી તરજુમો) અદીન્ ઝક ઇ લિ ગેહાનામ્ ફ્રાખૂઇન્ [અઇધ્ વેશ્ બરા વબીદૂનાં]; અદીન્ ઝક્ ઇ લિ ગેહાનાન્ વારીન્ [અઇધ્ ફ્રપીહૂતર બરા વબીદૂનાં]; અદીન્ ઝક્ મિન લિ મેકઅલૂનાં ગેહાનાન્ શર્ઍ સ્રાયિશ્ન્, પરૂવરિશ્ન્, સર્દારીહ વ ફ્રમાન્ યેહબૂન્ત્, પવન્ નિગાસદારિશ્ન્ વ પાનગીહ કર્દન્.

(૨૨) અને તેણે, જમશેદે, (ઉપલું ફરમાન) સ્વિકાર્યું, અને જેવી રીતે અહુરમઝદે તેને હુકમ ક્યોં હતો તેવીજ રીતે બરાબર તે બજાવ્યું. (૨૩) વળી તેજ ખોરેહને લીધે તેણે પૃથ્વીની જમીનને તે (વખતની) અગાઉ જેટલી હતી તે કરતાં ત્રણ ત્રત્યાંસ ઘણી પહોલી બનાવી; અને તેણે પોતાનાં તે રાજ્યમાં માણસો[1] અને ગોસપંદોને મોતથી દુર કીધાં, અને બીજી પેદાયશો (જેવીકે) પાણી, ઝાડપાન, અને ખોરાક, તથા સદા તાજો રહે તેવો ખોરાક[2] તેણે બનાવ્યો. (૨૪) અને ભલી દીનમાં એમબી જાહેર છે કે તેણે, જમશેદે, સૃષ્ટીને ગરોથ્માન (બહેસ્ત) જેવી ખુશનુમા બનાવી; અને માહજ્ઞાની દાદાર[3] અહુરમઝદના ફરમાનથી તેણે મહરકૂશ[4] ના (સખ્ત) શ્યાલામાં (થનારા) નાશથી પેદાયશોને

---

(૧) અવ. વીર, "મરદાને મર્દાં," "પહલવાનો."

(૨) DM. મુજબ. ખૂરિશ્ન્ ખૂરિશ્ન્ અન્–અવ્સાયિશ્ન્, "નહિ ખરાબ થાય એવા જાત જાતના ખોરાકો." આએ ૨૩ મા ફકરામાં ખૂદાએઇહ અને ખૂરિશ્ન્ એ શબ્દો ભુલથી બેવાર લખાયલા લાગે છે; બેવડા થયલા શબ્દોમાંનો એકેકો કાઢી નાખવો બેહતર દીસે છે.

(૩) DM. મુજબ "કીરતારનાં સઘળાં ફરમાનોને અનુસરીને."

(૪) અવ. મહરકૂશ્, "ઘાટકી," "ભયંકર"; અવ. મહર્ક "મોહત." એ નામ એક એવા દેવનું છે કે જે અહુરમઝદની પેદાયશને કમી કરવા આ દુન્યામાં સખ્ત શીયાળો મોકલે છે. વંદીદાદની ફરગર્દ ૨ જી, ફકરા ૨૨ મામાં:–અઘેમ્ ઝેમો જંઘ્હેન્તુ; અને વૅસ્તર્ગાર્ડના ફ્રેગમેંટ ૮ મામાં:–યત મહર્ કૂશો અવ-મીર્યાઇતિ અદા ઝી અવ દૂજો અવો બવઈતિ સ્કૅંદો સ્પયથ્રહે મળે છે. પહલવી લખાણોમાં એ મહરકૂશનો અર્થ મલ્કૂશાન ઝિમિસ્તાન્ કરી, એને હીબ્રુ–ખાલ્ડી મલ્ગોશ્ (જે સારી મતલબે પાનખર રુતુના વરસાદ માટે વપડાય છે તે) ની સાથે ભેલી નાખવામાં આવ્યો છે. મોટી બુન્દહિશના નિચલા ફકરામાં મલ્કૂસ્નો એશારો મલે છે.–"જ્યારે અઉશીદરનો હજારો પુરો થશે ત્યારે તૂર-ઇ-બ્રાતરૂગરિશ, જે ઝરથુસ્ત્રને મારનાર ખુની હતો, તેના ખાન્દાનનો ઘાટકી રીતે મલ્કોસના હાથે નાશ થશે. તે મલ્કોસ જાદુ અને મુર્તીપુજાનો મઝહબ સાથે લાવશે, અને તે ભયકર વરસાદ વરસાવશે, જેને મલ્કોસાન કહેવામાં આવશે; ત્રણ વર્ષ સુધી સર્દ શ્યાલાઓ અને ઉકલાતવાલા ઉનાલાઓ સાથ ચાલુ કરાં અને બરફનો પ્રવાહ તે ચાલુ કરશે; સઘળાં માણસોને વધુવાર ગરમીનું કંઈ સાધણુ ન મલવાથી તેઓનો નાશ થઈ નાબુદ થશે, ત્યારપછી આદમી જાતનું ફરીનું બંધારણ જમશેદે બનાવેલા વર મારફતે કરવામાં

બચાવવા સારું ઇમ-કર્દ-વર (વરે-જમ-કર્દ) બાંધ્યો, અને ભલી દીનમાં જણાવેલા બીજા ઘણા મોજેજાઓ તેણે કરી દેખાડ્યા.

(૨૫) અને બીજી વખતે તે ખોરેહ પરવરદેગારના હોકમથી આસ્પીગાન ખાનદાનનાં ફરેદુન[1] ને મલ્યું, જે વારે તે પોતાની માવતરના[2] પેટમાં[3] હતો; ખેડુતનો પેશો, જે ધાર્મીક પેશો[4] હતો, તેમાં (ભવિષ્યમાં) જે ભાગ તે લેનાર હતો તેથી, અને જમશેદમાં જ્યારે તે ખોરેહ હતું ત્યારે (માણસોની) કીધેલી વહેંચણી[5] ને લીધે, તે ખોરેહ ફરેદુનને મલયું, જેથી તે ફત્તેહમંદ નિવડ્યો[6] હતો; વળી ફરેદુન (આવી રીતે) ફત્તેહમંદ નિવડીને (પોતાની) માતાના પેટમાંથીજ ઝહાકને પુરો પડનાર[7] બન્યો, અને તે ઘણો જોરાવર[8] દ્રૂજ (ઝહાક) તેનાથી દુખી[9] અને બેફામ[10] બન્યો.

---

આવશે; અને એજ કારણથી તે છુપી જગાએ બાંધવામાં આવ્યો છે." એ **વર** જે જમશેદે બંધાવ્યો હતો, અને જે જુના આદમીઓ અને જાનવરોના બરફ અને શીયાલાથી નાશ પામવા પછી નવાં પુરાં પાડવા કામ આવ્યો હતો અને આવશે, તે **નોઆહ**ના "આર્ક," અને **ક્ષીસુથ્રૉસ**ના વાહણને મળતો આવે છે. એ ઉપરથી એમ માલમ પડે છે કે જુની **તૉરાત** (બાઇબલમાં) જમશેદનું પાત્ર ઘટતા ફેરફાર સાથ **નોઆહ** પાસે ભજવવામાં આવ્યું છે.

(૧) **થ્રએતઑન**, અવસ્તા પ્રમાણે **આથ્વ્ય**નો છોકરો. એ સામાન્ય રીતે **આથ્વ્યાંન**નો એલકાબ ધરાવે છે. શાહનામાના **આબ્તીન**નો છોકરો **ફરેદુન**, તે એજ છે. એને માટે વારંવાર **યશ્ત** ૫, ૯, ૧૩, ૧૪, ૧૫, ૧૭, અને ૧૯ માં, અને **યઝિશને**ના ૯ મા હામાં એશારાઓ મળે છે.

(૨) **બૂર્દાર્**, સરખાવો અવ. **બેરેથ્રિ**, "બચ્ચાંને જન્મ આપનાર માવતર" (વંદીદાદ, ૧૮,૩૮),

(૩) **અઊરુસ્વર**, અવ. **ઉરુથ્વન**, **ઉરુથ્વરે**, "ગર્ભસ્થાન" (વંદીદાદ ૫, ૫૧, **ઉરુથ્વોહુવ**).

(૪) એટલે કે દીનમાં જણાવેલા ચાર પેશાઓમાંનો તે એક હતો.

(૫) ચાર પેશાઓ જેનું વર્ણન ઉપર આપ્યું છે તે.

(૬) વાંચણ **પીરુઝ્ગરીહેદ્**, કર્મણી પ્રયોગ. **વૅસ્ત** પ્રમાણે વાંચણ **પીરૂઝ્ગર-શએત**, "ફતેહમંદ ઝલકાત."

(૭) **પસખૂન ગૂફ્તાર**, અસલ અર્થ "જવાબ દેનાર;" એટલે તકરારમાં સામેવાલાને માહત કરનાર, તે ઉપરથી અહી અર્થઃ લડાઇમાં પુરો પડનાર ફતેહમંદ પુરુષ.

(૮) **વસ-અઓજ્**; પહલવી **વસ**, ફા. **બસ** "ઘણું;" અને અવ. **વજ** "જોર;" એજ શબ્દને **નિસીવીચ્** વાંચી શકાય, જેનો અર્થ "હલકો," થાય, ફા. **નિશીબ**; બીજું વાંચણઃ **નસ્ખુન-ઇચ્**, "વળી કોહાતવાલો."

(૯) વાંચણ **દર્દીનીદ્**; બીજી રીતે (વૅસ્ટ મુજબ) **ગર્દીનીદ્**, "દુર કીધેલું," અથવા "ગબડી પડેલુ," ફા. **ગર્દીદહ**.

(૧૦) **સ્તરૂહીનીદ્**, સરખાવો અવ. **સ્તરેત**, "ગભરાયલો." **વૅસ્ટ**: "ચેત વીનાનો."

(૨૬) નવ વર્ષની ઉમરે પુગ્યો[1] કે ઝહાકનો નાશ તેણે કરવા મંડ્યો, અને જીત[2] મેલવી ઝહાકને હરાવ્યો; તેનાથી (ભલી) પેદાયશોનો બચાવ થયો, અને તેઓ રાહત પામી; માઝન્દરાનના સરદારોને હરાવ્યા, તેમનાંથી થયલાં નુકસાન અને ઇજા ખનીરસમાંથી દુર કરવામાં આવ્યાં, અને પોતાના ત્રણ બેટાઓને માટે તેણે ખનીરસનો કેશ્વર બંચાવ્યો. (૨૭) વળી ધર્મનો ત્રીજો પેશો જે ખેતીવાડીનો હતો, તેની મદદથી તેણે મરકીનો[3] રોગ દુર કરવાને[4] અને તેના ચેપ[5] ને દાબી દેવા વાસ્તે માણસોને વૈદક સારવાર (દવા) તેણે શિખવી; અને તેજ પ્રમાણે બીજા ઘણા મોજેજાઓ તેણે કીધા,[6] અને જેહાનને માટે ઘણાં ફાયદા ભર્યાં પ્રાક્રમો બજાવ્યાં.

(૨૮) અને તેજ ખોરેહ[7] ફરેદુનની હૈયાતી દરમ્યાન ફરેદુનના છોકરા એરચ[8] જેને દાદાર અહુરમઝદે મોહોટાઇ[9] બક્ષી હતી તેથી તેને મલ્યું, અને ખોદાતાલા તરફની જાનફેશાની (ભક્તિભાવ) નાં તરીકા ને તાબે રહી[10] તે તરીકા તેણે પોતાનાં મુલકમાં ફેલાવ્યા, જે ઉત્તમ બક્ષેશ[11] તેના બાપ ફરેદુને તેને માટે ચાહેલી હતી, અને જે તરીકાની બક્ષેશ ફરેદુનના ભલા આષિર્વાદોને લીધે દાદાર અહુરમઝદ તરફથી તેને મલી હતી.

---

(૧) **મત**, "આવ્યો."

(૨) જે તે ખોરેહને લીધે મલી હતી.

(૩) **સિજ**; અવ. **ઇથ્યેજંઘહ**, "નાશકારક."

(૪) વાંચણઃ **વીશૂફ્તન્** અથવા **નાહૂફ્તન્**, "નાશ કરવો" અથવા "દાબી દેવું."

(૫) **અખ્દગીહ્**, અવ૦ **અખ્તિ.**

(૬) બહેતર વાંચણ નિચે મુજબઃ **વ હાનિચ્ અફ્દ કબદ કર્દ.**

(૭) **આન્ હમ વક્ષ્.**

(૮) અવસ્તા **અઇર્યુ** અથવા **અઇર્યવ**, શાહનામાનો ઍરચ, જે ફરેદુન પછી કદીમ ઇરાનની ગાદીએ આવ્યો (જુઓ **ફ્રવરદીન યશ્ત**, ફકરો ૧૩૧ મો).

(૯) **અવર બરિશ્નીહ**, યા **મદમ્ બરિશનીહ**, સરખાવો ફા૦ **બર્ શુદન**, "ચઢવું."

(૧૦) **અઇરીહ્ દાદ ગુશીદન્** અથવા **અઇરીહ દાદ્ ન્યોશીદન્**; એને બદલે બેહતર વાંચણઃ **અઇરીહ વ દાદ ન્યોશીદન્**, જેનો અર્થ. "જાન ફેશાની (પરહેઝગારી) અને કાયદાને (જીગરથી) સાંભળવો તે".

(૧૧) **યાન**, સરખાવો અવ૦ **યાન**; વૅસ્ટનું વાંચણઃ **જાન**, "જીંદગી."

(૨૯) અને (પછી) તે (ખોરેહ) એરચના માદરની બાજુ[1] ના એક સગા, અને ફરેદુનની ઓલાદના એક શખ્સને મલ્યું, (એટલે) તે નેર્યોસંગ ફરેશ્તા સાથે **માનૂશ્-ગરની** તરફ આગલ વધ્યું, અને તેનાથી એરચની ઓલાદનો[2] વધારો સંપૂર્ણ થવા પામ્યો.[3]

(૩૦) વળી તે (ખોરેહ) ઇરાનના પાદશાહ **માનૂસ-ચીહરને** મલ્યું, તેથી તેણે મોજેજા જેવા ઘણા ચમતકારો[4] કીધા, અને એરચના કીનામાં સેલમ અને તૂજ[5] ને તેણે માહત કર્યા, અને પારકા દેશોને ખુલ્લી રીતે જવાબ દેનાર તે નિવડયો[6]; અને ઇરાનનાં રાજ્યને તેણે સુધાર્યું, અને તેણે ઇરાન દેશને વધારે બ્હોળો અને ફળદ્રૂપ કીધો; અને **અન-આર્ય** (ઇરાનની બાહેરનાઓ) ની ઉપર ઇરાન દેશને સર્વોપરી બનાવ્યો.

(૩૧) બીજે વખતે **તુમાસ્પ**[7] ના છોકરા, (અને) માનૂશચીહરના એક ખેશી ઇરાનના પાદશાહ **અઉઝોબની**, આગળ (તે ખોરહ) આવ્યું; તેના

---

(૧) **બએન્ અમ**, એ શબ્દો **બએન્ હમ્ અઑબામ્** ને બદલે કદાચ આવ્યા હોય. જે માતાનો અહી એશારો છે તે **ગૂરઝગ** નામની હતી (**બુન્દહિશ**, બાબ ૩૧,૯ માં તેણીનો એશારો મલે છે), જેણી **અઇરીચની** એકપુરી છોકરી હતી, અને **માનૂશ-ચીહરના** બપાવા **માનૂશ્-ઇ-ખૂરશેદ-વીનીગ્‌ની** મા થતી હતી. પાઝંદ **જામાસ્પ** નામામાં એ નામ બીજી રીતે **વીરગ્** મલે છે. અહીં લખાયલો **માનૂશ્-ગર** શબ્દ તે **માનૂશ-ચીહરના** પીતા **માનૂશ-ખૂર્નારનો** ટુંકો આકાર ગણી શકાય.

(૨) **નાફ્**, અવ० **નાફ**, "ઓલાદ," "ફરજંદ." કદાચ એને બદલે અસલ લખાણમાં **ફ્રાજ્ (સાતૂન્ત)** હોય.

(૩) **યેહવૂન્ત્ પૂર રૂબિશ્નીહ**.

(૪) **કબદ્ અફ્દ્ કર્દ્ કાર્**; અસલ અર્થઃ "તેણે ઘણા અજાયબીથી ભરપુર (મોજેજા જેવાં) પ્રાક્રમો કર્યાં."

(૫) અવ० **સઇરિમ** અને **તૂર**.

(૬) **ફ્રાખૂ અવો અન-અઇર મતા યેહવૂન્ત પસખુન ગૂફ્તાર**. DM. નાં લખાણ મુજબઃ-**ફ્રાખૂઆન ઇ અન-અઇર મતા**, જેનો શબ્દાર્થ "અન-આર્ય મુલકોની આબાદી કરવાને," અહી **ફ્રાખૂઆનને** વર્તમાન કૃદંત લઇ શકાય. બીજાં વાંચણુઃ **ફ્રાખ્નૅન્દ અન-અઇર્ મતા**, અથવા **ફ્રાખનીનીદન્ ઈ અન-અઇર્ મતા**.

(૭) **દીનકર્દ**, પુસ્તક ત્રીજામાં (બાબ ૧૭૬ મો, દસ્તુર સાહેબ પેશોતનજી સંજાણાની આવૃતી, વૉલ્યુમ ૫ મું) **અઉઝોબના** અજાયબ જેવાં કામોનું લંબાણ વર્ણન મળે

ખોરેહની જાહોજલાલી[1] ને લીધે તેનો જન્મ એક સરખો મહાન[2] (નિવડ્યો); તે પોતાનાં બચપણમાંજ ઉમરે પુગેલા મર્દ[3] માફકની ચપલતાને અને મર્દનાં કદ[4] ને પોંહોંચ્યો; ખેતીવાડીને માટે ઇરાનના મુલકોમાં તેણે વરસાદના પાણીને (એકઠું રાખવા) તલાવો[5] ખોદાવ્યા; અન-આર્ય લોકોને મારવા તે આગલ વધ્યો, અને (તેઓને) દાબી દેવા અને ઇરાન સરજમીનથી દેશપાર-કાઢવા[6] (મંડ્યો); ઇરાનને તારાજ કરનારાઓને તથા ગામડાંના જાદુગરો[7] ને તેણે માર્યા, અને તે ખુનીઓના મુરબી[8] તુરકસ્તાનના ફ્રંઆસીયાગ[9] (અફ્રાસ્યાબ) ને બીહવડાવી નહસાડ્યો; તેણે ઇરાન જમીનને ખીલવી અને ફળદ્રુપ બનાવી, અને તે ઉપર ઘણાંક પાણીનાં ઝરા વધાર્યા, અને કેટલાંક શહેરો[10] સ્થાપ્યાં.

---

છે. **બુન્દહિશ્માં** પણ એને લગતો એશારો મલે છે (બાબ ૩૧ અને ૩૪ માં, જ્યાં તેને **અગાઇમશ્વાક્**ના ત્રણ બેટા માંના એક તરીકે જણાવ્યો છે.) અવસ્તામાં એને **ઉઝવ તૂમાસ્પન**ના નામથી ઓલખ્યો છે (**યશ્ત** ૧૩,૧૩૧), જે શાહનામાનો **ઝૂ-બિન-તહમાસ્પ** છે.

(૧) **પવન ઝક વક્ષ** ગદા, અથવા બીજી રીતે લેતાં **પનવ ઝક્ વક્ષ ઇ નિસ્મ**, "તેના આત્માના તે ઝલકાતને લીધે." **વૅસ્ત્** પહલવી **વક્ષ**નો અર્થ "નસીબ," "તકદીર" કરે છે.

(૨) **હમ-દસ્ત્ ઝરખૂનિશ્ન્**; ફા. **હમ-દસ્ત**, "એકસરખાં કૌવત, સત્તા અને મોહટાઇનો;" વળી સરખાવો ફા. **હમ-દસ્તાન**, "હાથમાં હાથ મેલવીને," "જોડ્યા," "મલત્યા." **વૅસ્તઃ હમ-જસ્ત**, "ભેગા થયલા."

(૩) **પુર્નાએગારીહ**. (૪) **મર્દ-પત્-માનીગીહ**.

(૫) **વિશાદ વારાન્-માત્**; સરખાવો ફા. **માદહ**.

(૬) **સ્પૂખ્તન બાઇવારીનીદન્**, સરખાવો. ફા. **આવારહ**, "રદ થયલો", "તજી દીધેલો".

(૭) વાંચણઃ **દહીગ્-યાતૂગ્**; એનેજ બીજી રીતે લેતાં:- **જહીગ્-યાતૂગ્** વાંચી શકાય, જેનો **અર્થ**: "અમલદાજવાલો જાદુગર" (સરખાવો **દીનકર્દ**, પુસ્તક ૩ જુ, બાબ ૧૭૬,૨).

(૮) **અબૂ ઇ ઓલા હમ-ખુન્-નુશગાન્**, ફા. **ખુન્-નુશાહ**, "લોહીનો તરસ્યો."

(૯) **અફ્રાસ્યાબ, તુરાન**નો પાદશાહ, જે ઇરાનનાં પાદશાહ મીનોચેહર સામે ઇરાનની પાદશાહી લેવા માટે ઘણાં વર્ષો સુધી લડયો હતો. જુઓ **ઝમયાદ યશ્ત**, ફકરા ૫૬ થી ૬૪; **બુન્દહિશ**, બાબ ૩૧ અને ૩૪.

(૧૦) **રુદાન્ વ રુસ્તાગાન્**; સરખાવો ફા. **રુસ્તા** "બજાર સાથનો કસ્બો," "શહર."

(૩૨) તે પછી તે ખોરેહ કેર્શાસ્પ,[૧] જે સામનો છોકરો હતો તેને, રથે-શ્તારી (સેપાહગીરી) જે દીનને લગતો બીજો પેશો છે તે (તેની) તકદીરમાં હોવાને લીધે, મલ્યું-જમશેદના ખોરેહના પ્રતાપથી જે ચાર પેશાઓમાં આદમીઓની વહેચણી[૨] થઇ હતી તેમાંનો તે એક પેશો હતો-અને જે (ખોરેહ)ની બરકતથી કેર્શાસ્પે સ્રોબોવર[૩] અઝદાહ જે ઘોડાઓ ગલી જનાર અને માણુસખાઉ[૪] હતો તેને માર્યો, અને ઝેરી એડીવાલા[૫] ગંદરેવ[૬] દેવને, તથા દેવોથી અને ભલી પેદાયશોને નાશ કરનાર દૂજોથી ઉત્પન થયેલાં આફતોને તેણે દુર કીધાં.

(૩૩) ત્યાર પછી કયાનીઓના વડવા[૭] કએ-કબાદને[૮] તે ખોરેહ મલ્યું, જેની

---

(૧) અવસ્તા મુજબ થ્રિતનો છોકરો કેરેસાસ્પ, તે ઉર્વાક્ષયનો ભાઈ અને સામની ઓલાદનો હતો. શાહનામામાં એને અસ્રતના છોકરા ગર્શાસ્પ કરીને ઓલખ્યો છે. એનો અવસ્તા ઍલ્કાબ નરેમનઉ છે. એને વિષે અવસ્તા અને પહલવીમાંથી મલતા એશારાઓ માટે જુઓ ડા. વૅસ્તનો "કેરેસાસ્પને લગતી કહાઓ" વિષેનો વધારા તરીકેનો રેસાલો (Appendix,) "Sacred Books of the East," વૉલ્યુમ ૧૮ મુ, પાનાં ૩૬૯-૮૨.

(૨) આદમીઓનાં વર્ગો કરવામાં આવ્યા હતા.

(૩) અવસ્તા સ્રવર, (જુઓ યઝિશ્ન ૯,૧૧, ઝમ્યાદ, યશ્ત, ફકરો ૪૦ મો). એ એક રાક્ષસી કદના દેવનું નામ છે (જુઓ S. B. E. વૉલ્યુમ ૧૮ મુ, પાનુ ૩૭૪ મુ).

(૪) અસ્પ-હન્પાર, ગબ્રા-હન્પાર; પહલવી હન્પાર્દન, "ગલી જવું," સરખાવો અવસ્તા હામ-પર્, જેમાં પર એટલે "ભરવું."

(૫) દીનકર્દ મુજબ ઝહર-પાશ્નાન્, અવ. ઝઇરિ પાશ્નેમ. મારા ધારવા મુજબ એ અવ. ઝઇરિનો અર્થ ઝેર થવો જોઇએ, અને નહિ કે લીલો યા સોનેરી રગનો; સરખાવો અવસ્તા ઝઇરિચ, "ઝાડપાનને જેહર આપનારો દેવ." ડા. વૅસ્તનો તરજુમો: "સોનેરી પાટલીવાલો દેવ ગન્દર્પો.

(૬) અવ. ગન્દરેવ, દર્યામાં રહેનારા એક રાક્ષસનું નામ છે, જે પાહડ અને ખીણોમાં બી રહેતો હતો (જુઓ યઝિશ્ન ૧૫,૨૮; આવાં યશ્ત, ફકરો ૩૮ મો; જમયાદ યશ્ત, ફકરો ૪૧ મો; તેમજ S. B. E. વૉલ્યુમ ૧૮ મુ, પાનુ ૩૭૫ મુ).

(૭) ન્યાક, "બપાવો," "મમાવો;" "ઓલાદનો વડો".

(૮) અવ. કવિ-કવાત્ (ફ્રવર્દીન યશ્ત, ફકરો ૧૩૨ મો; જમ્યાદ યશ્ત, ફકરો ૭૧ મો), શાહનામાનો કએકોબાદ. બુન્દહિશ (બાબ ૩૧,૨૪) પ્રમાણે ઉઝવ તુમાસ્પનો પાલક કરી લીધેલો તે બેટો હતો, જે કેતાબનું પહલવી લખાણ નિચે મુજબ છે.-

મદદથી તેણે ઇરાનનું રાજ્ય સુધાર્યું, પાદશાહીને કયાની વંસમાં[1] પોતાની સાથે જોડી (યાને પોતે પાદશાહી પામી કયાની વંસની શરુઆત કીધી), અને બીજાં ઘણાંક સૃષ્ટીને ફાયદો નિપજાવનારાં[2] કીર્તીવંતાં કામો કીધાં.

(૩૪) અને તે (ખોરેહ) તાઝ કે જે અરબોનો પાદશાહ હતો તેના (બેટા) અઇર્યૈઝ્શ્વાના (છોકરા) પાતખ્સ્રોબને[3] અરદીબેહશ્ત અમેશાસ્પેદ સાથની મીત્રાચારીના[4] તેનાં સંબંધથી મલ્યું; અને જ્યારે લોભનો (હેશમ) દેવ અમાઉલ-બાતગ્[5] (નામના અરબ) સાથે તે પાતખ્સ્રોબના ટોળાં તરફ, તેનાં ઘણા નરમ[6] ખવાસના વડાના[7] નાશ માટે, ધસી આવ્યો ત્યારે ખોરેહને લીધે પાતખ્સ્રોબને તે વિષે બશારત[8] થઇ હતી; વળી પોતાની રૈયતનો જે ભાગ અરદીબેહશ્ત અમેશાસ્પેદથી બુલંદી પામેલા દીનના વડા (ઝરથુશ્ત્ર)ની રાહબરી તળે હતો, તે ભાગનો દરજ્જો અને સુખ સંપજણી[9] વધારવા માટે તેને બશારત થઇ હતી; તે એટલે સુધી કે (બાકીના

---

કવાત્ અપુર્નાએ બર્અન્ કસ્પૂતી યેહવુન્ત, અઝ્શાંન્ પવન્ રુદ્ બરા શૅદકૂન્ત, પવન્ કવાદગાંન્ બરા અર્રસ્દ, અઉઝોબો બરા ખદીતૂન્ત બરા યન્સેગૂન્ત, બરા ફ્રારુન્ ફૂર્ઝુદ વિનસ્તગ્ વ વીત્ શૅમ હન્બેતૂન્ત, "લોકોએ તે બાલક 'કવાત્' ને રેશમી ચાદરે વિટાલી નદી આગલ તજી દીધુ હતું, અને તે જ્યારે બેહોશ હાલતમાં એક બારણાનાં ઉંબર ઉપર પડેલું હતું ત્યારે તેને અઉઝોબે જોયું, અને તેને ઉચકી લઈ તે બેશુદ્ધ અને ગુમ થયલાં બાળકને તુરત કવાદ નામ આપ્યું." પહલવી કવાદગાન સાથે સરખાવો ફા૦ કીબાદહ, "ઉંબર."

(૧) અવસ્તા તઓખ્મન.  (૨) સૂદ-કાર.

(૩) જુઓ બુન્દહિશ, બાબ ૩૧ મો, ફકરો ૬ થો. પાતખ્સ્રોબનો એશારો પહલ્વી વંદીદાદ, ફરગર્દ ૨૦ મી, ફકરા ૧ લામાં મળે છે-બાહુર-અઑમન્દાન્ (તૂબાનીગાન્ ચીગૂન પાતખ્સ્રોબો.........).

(૪) ડા. વૅસ્ત મુજબ વાંચણ અયાતગીહ, "યાદદાસ્ત."

(૫) મારા ધારવા મુજબ એ એક અરબ સરદારનુ નામ છે જેણે પાતખ્સ્રોબના રાજ્યનો મુલક પચાવી પાડવા કોશેશ કરી હતી. એ સરદાના અરબી અમૂલ્-ઉલ-આતિલ્ નામનું એ પહલવીમાં બીગડેલું રૂપ હોય એમ લાગે છે.

(૬) નર્મ નર્મ.  (૭) યાને પાતખ્સ્રોબો.

(૮) પઝ્દીનીદન.  (૯) ફ્રિનમિશ્નીહ.

જુદ્દીન) બીજા ભાગ[1]ની પુંજા કરવાની માછલીની આકૃતિઓ[2] યા મૂર્તિઓ (પાતખ્શાહની કોશેશથી) નદીમાં જઇ પડી, અને ઝરથુશ્ત્રની દીનની ક્રીયા તરફ તેના ટોલાની વલણુ જાહેર થઈ.

(૩૫) ત્યાર પછી તે (ખોરેહ) કર્ય–અર્શના ભાઇઓને[3] મલ્યું, જેઓ કબાદની ઓલાદથી ઉતરી આવેલા હતા, અને જે (ખોરેહ)ની બરકતથી બધાઓ જોરાવર,[4] અને ઘણાજ પરહેઝગાર[5] થયા, અને તેઓના પ્રાક્રમો અજાયબ જેવાં હતાં; તે (ભાઈઓ)માંનો વડો કાર્ય–ઉસ[6] (કયકાઉસ) હક્ત કેશ્વરની પાદશાહી મેળવી, અને ઘણોજ પ્રખ્યાત અને કીર્તીવાન તે થયો.

(૩૬) તેજ વખતે તે ખોરેહ અઓશનર, જે જમશેદનાં ખોરેહની બરકતથી ઘણો ડહાપણવાલો[7] નિકલ્યો હતો તેને મલ્યું; જ્યારે અઓશનર પોતાની માતાના પેટમાં હતો, ત્યારે પોતાની માવતરને ઘણીક અજાયબી ભરેલી ચીજો તેણીનાં પેટમાં તે દેખાડતો હતો, અને જન્મ પછી દેવયસ્ની (બુતપરસ્ત)[8] અને ઘાટકી ફ્રાચ્યાના[9] સવાલોના[10] જવાબ વાલીને અહરમનને તેણે તોડ્યો હતો. (૩૭) અને

---

(૧) એટલે કે.– મુર્તીપુજક અરબ ટોળો.

(૨) **માહીગ્કર્પ.**

(૩) જુઓ **જમ્યાદ યશ્ત,** ફકરો ૭૧મો, **બુન્દહિશ,** બાબ ૩૧ મો, ફકરો ૨૫ મો.

(૪) અવ૦ **અઉર્વન્ત,** "મજબુત." (૫) **પાહરીજ.**

(૬) અવ૦ **કવિ–ઉસ,** તે **કવિ–કવાત**નો છોકરો, અને **શીયાવર્શન**નો બાપ. એ કયાની વંશનો બીજો પાદશાહ હતો (જુઓ **આવાં યશ્ત,** ફકરો ૪૫ મો). એણે ગરૂડ પક્ષીઓની પાસે તખ્ત ઉચકાવી તેમાં બેસી બેહશ્ત તરફ ઉડી જવા કોશેશ કરેલી કહેવાય છે (જુઓ **બેહરામ યશ્ત,** ફકરો ૩૯ મો).

(૭) **પૂર–જીર,** (અવ૦ **પૉઉરૂ–જીર, ફ્રવર્દીન યશ્ત,** ફકરો ૧૩૧ મો, અને **આફ્રીને ઝરથુશ્ત્ર** મુજબ એ શબ્દ વંશ બતાવનાર ગણાય છે). **દાદીસ્તાનેદીની**ના ૪૭ માં સવાલ મુજબ **અઓશ્નર** તે **પઉર્વાજીર્યા**ની છોકરીનો છોકરો હતો, જે ઉપરથી **પઉર્વાજીર્યા** એનો મમાવો થાય. વળી એ રીતે પહલવી **પૂર–જીર**નો અર્થ "**પૂર–જીર**ની ઑલાદનો" એમબી થાય. પહલવી **જીર** સાથે સરખાવો ફા૦ **ઝીરક,** "ડાહ્યો," "ડહાપણવાળો." (૮) **દીવી–યસ્તો.**

(૯) અહી **દીનકર્દમાં** તે એક જુદદીન, યા દીન દુશ્મનનું નામ છે, પણ અવસ્તામાં (**ફ્રવર્દીન યશ્ત,** ફકરો ૧૧૫ મો) **ફ્રાચ્યા** એક નામાંકીત પુરૂષનું નામ છે.

(૧૦) **પ્રશ્નાન.**

કાએઁ-ઉસ તરફથી સરદારીની સત્તાઓ[1] તે મેળવવા પામ્યો, અને તે (પાદશાહના) સાત ખંડનાં રાજ્યમાં વહીવટ કરનાર તે થયો; વળી તે વડો ન્યાયાધીશ અને વજીર[2] હોવાથી તેણે સરહદની[3] ભાષાઓ અને માણસ જાતને ફાયદો કરનારાં બીજાં જ્ઞાનની બાબદો (પોતાની પ્રજાને) શિખવી; વળી જે પરદેશીઓ (સાચા માર્ગ ઉપરથી દુર ગયા હતા તેઓ)ને જવાબો આપી પોતાનાં સખુનોથી હરાવ્યા[4] (અને જેર કીધા), અને ઇરાનનાં મુલકોનેબી પોતાની ઘણીજ બોહલી નસીહતોથી[5] નીતિની ઉંચી પંકતીએ લઈ ગયો.

(૩૮) અને (તે ખોરેહ) પ્રખ્યાત[6] કએઁ-સીયાવક્ષની આગળ આવી મળ્યું; તેનાથી અંદર (કંગ) ઉપર અજાયબ જેવી રીતે બાંધેલો[7] કગ-દએઁઝ[8] (નો કીલ્લો) હસ્તીમાં આવ્યો[9] અને દીનની પાસબાની અને રક્ષણ, અને તેનો ઘણીક તરેહનો ઝલકાત તથા કીર્તી, અને દીનના ભેદો તેને લીધે (સર્વે જાહેર થયાં); જેના પરિણામ તરીકે તે જમાનાનો સુધારો, ઇરાની રાજ્યનું નવું બંધારણ, પહલવાનોનું[10] એકમેક સાથનું નવું સુલેહ ભરેલું જોડાણ, અને અહુરમઝદની દીનની ફત્તેહ (એ સર્વે) જાહેરમાં આવ્યું.[11]

---

(૧) ફ્રમાતારીહ, "સરદારી," "રાજ્ય કારોબાર."

(૨) અહૂપત "અમીરનો અમીર," "વડો સત્તાધીકારી," ફા૦ ખાન ખાનાન. ડા. વૅસ્ત મુજબ વાંચણ, ગશૂફ્ત, "સમજાવેલું," "ખુલ્લુ કીધેલું." બીજી રીતે અફ્રશ્ નાહૂફ્ત આમૂખ્ત વીમૉન્દ ગૂબિશ્નીહ વાંચ્યે તો "અને તેણે છુપી વિધ્યા અને સરહદપરની ભાષાઓ શિખવી" એવો અર્થ થઇ શકે.

૩) અવ. નએઁમ, "બાજુ," "હદ."

(૪) અઇરખ્ત હુવા-અન્દ અન-અઇરનો બીજો અર્થ "જે અનાર્ય લોકો બીગડેલા હતા તે." અવ. ઇરિખ્ત.

(૫) હુન્દરૂઝીનીદ, "નીતિમાન નસિહતો કીધી."

(૬) અવ. બામ્ય, "ચલકતું." (૭) અફ્રદ-કર્દ.

(૮) અસલ અર્થ "કંગનો કીલ્લો." અવ કંઘ તે સ્યાવર્શાનએ પોતાની દેશ નિકાલની મુદતમાં જે શહેર સ્થાપ્યુ હતું તે, જે અંતર-કંઘ નામના ઉચા પાહડ ઉપર આવેલું હતું.

(૯) દીસીત, પહલ્વી દીસ, "દેખાવ," "સરખામણી."

(૧૦) સરખાવો અવ અમવત.

(૧૧) અઝશ્ પએઁતાગ.

**(૩૯) સીયાવક્ષના** છોકરા **કય્‌–હૉસ્રવને**[1] તે (ખોરેહ) ત્યાર બાદ મલ્યું, જેની બરકતથી તેણે તુરાની જાદુગર **ફ્રંગ્રાસ્યાગને**[2] હરાવી માહત કીધો, તથા તેના બુરા સોબતીઓ,[3] **વકચીરના**[4] લોકોને –(નામે) કૅરસવઝ્દ, અને બીજા દુન્યાને નાશ કરનારા ઘણીજ ખરાબ જાતના લોકોને – પણ મારી હઠાવ્યા; અને એ (પાદશાહેબી) બુતખાના (મુર્તીના સ્થલો) જે **"ચએ–ચસ્ત"** સરોવરને કીનારે બીહામની દ્રૂજી (દેવપરસ્તી)ને લગતાં હતાં, તેઓનો નાશ કરવા અને તોડી પાડવામાં ભાગ લીધો[5] હતો. (૪૦) (આ દુન્યાને) ફરીથી (કયામતને વખતે) નવી રચવા (યાને ફરશોગર્દ કરવા) નાં સાધણો (પુરાં પાડવા તેણે) જે લાયક પ્રાક્રમો[6] કીધાં તેને લીધે તે પોતે (હમનાબી) એક તખ્ત[7] ઉપર (બેઠેલો) છે, જે તખ્ત એક છુપી (નહિ જણાયલી) જગામાં પેલાં ખોરેહના જલકાટથી દીપે છે;[8] જ્યાં[9] દાદારની ખાહેશ મુજબ તેના શરીરની પાસબાની એક અમર્ગ ચોકીબાન હમાનાંબી કરે છે.

---

(૧) અવસ્તા મુજબ એ વાંચણ છે. સામાન્ય રીતે **કય્‌–ખૂસ્રો** વાંચવામાં આવે છે. ઇરાન અને તુરાન વચ્ચેની ચાલુ લડાઇઓ જે મીનોચેહરના વખતથી તે કય્‌ખુસ્રોના વખત સુધી થઈ હતી તે અસલી ઇરાનની તવારીખમાં જાણીતી છે. એનું મુખ્ય કારણ અફ્રાસ્યાબે કરેલું **સ્યાવક્ષનું** ખુન હતુ. **કય્‌કાઉસે** પોતાના એ બેટાને દેશપાર કીધો ત્યારે તેણે અફ્રાસ્યાબને ત્યાં આશ્રો લીધો હતો, જેની દીકરી સાથ તે પરણ્યો; પણ સ્યાવક્ષને મલેલાં માનથી **કરસેવઝ** (અવ. **કૅરસવઝ્દ**)ને અદેખાઇ લાગી, જેણે જુઠાં બહેતાનો મુકીને અફ્રાસ્યાબને સમજાવી સ્યાવક્ષને મારી નખાવ્યો, જેના કીનામાં કય્‌–ખુસ્રોએ અફ્રાસ્યાબને માર્યો (જુઓ **યશ્ત ૯**, ૨૨; ૧૯, ૭૭; S. B. E. વૉલ્યુમ ૨૪ મુ, પાનુ ૬૪ મુ).

(૨) અવસ્તાનો **ફ્રંગ્રસ્યન**, શાહનામાનો **અફ્રાસ્યાબ**. (૩) **હમ–વિશૂતગ્.**

(૪) કદાચ **બકચીર**નો પહાડ હોય, જેમાં અફ્રાસ્યાબે પોતાને છુપાવાની જગ્યા બનાવેલી હતી, અને જેમાં તે ભરાઈ બેસતો હતો (**બુન્દેહિશ**, પ્રકરણ ૧૨,૨૦). **બકચીર** એ **દાર્સપૅત્** પહાડનું બીજું નામ છે.

(૫) **અયૂખ્ત**, અથવા **અયૂજીદ**; અવ૦ **યૂજ**, "જોડવુ;" એ શબ્દ **અયૂબીદ** વાંચી શકાય, અર્થ: "ઇચ્છેલું;" "માગેલુ," સરખાવો ફા૦ **યૂબીદન**, "ખાહેશ રાખવી."

(૬) **આવાયિશ્નીગીહ.**

(૭) સરખાવો ફા. **નમીજ**, "જગા," "તખ્ત."

(૮) **અર્જૅવર્ઝૅત**, ફા. **અર્જૅવર** અથવા **અર્જૅવઝ**, "શણગારેલું," "રચનાવાળું." ડા. વૅસ્ત પ્રમાણે, "નક્કીપણે ચુંટી કહાડેલું."

(૯) **અઇધ્ પદશ્.**

(૪૧-૪૨) અને તે પછી[1] તે ખોરેહ **સ્પીતમનાં ખાન્દાનનાં ઝરથુશ્ત્રને** તેવણુની દાદાર અહુરમઝદ સાથની ગોફ્તેગો દરમ્યાન પોહોચ્યું; અને તેવણે તે પ્યારા[2] મહાજ્ઞાની દાદાર પાસેથી, ખુદ (દાદારના) તખ્ત[2a] આગલથી, અથોરનાન, લડવૈયા, ખેડુત અને કારીગરના પેશાઓને લગતાં ખાસ કામ અને જ્ઞાનની બાબદમાં બહોલી અને બારીક વિગતો[3] મેળવી; તેવણે દાદારના ફરમાનથી મઝદયસ્નની દીન **કર્ઍ-વિશ્તાસ્પ**ની સન્મુખ રજુ કરવા, તેમજ તે મોતેબર (દીનની) રોશની જે યઝદો અને અમેશાસ્પેદોના શહાનશાહ (અહુરમઝદમાં) હતી તેની મદદથી દેશના વિદ્વાનોને ખબરદાર બનાવવા માટે સઘળી જોખમદારી[4] તેવણે કબુલ રાખી હતી; વળી પોતાની પાછળ આવતી ઓલાદોની[5] ફસાહત સાથની ઝબાનની મારફતે ભલી પેદાયશોમાં, ફરશોગર્દ આવે ત્યાં સુધી સાતે કેશ્વરમાં, તેવણે તે દીનની રોશની ફેલાવવા(નાં સાધણો પુરાં પાડવાને)માથે લીધું હતું; અને તે (ખોરેહ) મારફતેજ તેવણુના છોકરાઓ, જેઓ અઉશીદર, અઉશીદર-માહ અને સઓશાંસ (નામના) થશે, તેઓથી અહુરમઝદની ભલી પેદાયશોમાં ફરશોગર્દ (યાને કયામત) બજા લાવવામાં આવશે, જ્યારે તે સઘલી પેદાયશો અમર્ગ થશે; અને જે (બનાવો)ની વિખ્યાતી, કીર્તી અને ચમત્કારને લગતું ઘણુંજ યાદગાર[6] લખાણ એ નિચે મુજબ લખેલું અને મળતું લખાણ છે.

(૪૩) વળી **પએગમ્બર ઝરથુશ્ત્રની** આગમજ બીજાઓ થઇ ગયા છે જેઓએ મઝદયસ્નની દીનમાં નામ મેળવ્યું[7] હતું; જેમકે જાણીતું છે કે જુદે જુદે વખતે કેટલાક (એ દીનના કાસદો) પવિત્ર યઝદો તરફથી (માણુસજાતના) તે વખતના

---

(૧) **મિન્ ઝક આખર.**

(૨) **આફ્રીનીદ્**, અવ. **ફ્રી**, સંસ. **પ્રી**, "ચાહવું."

(૩) **અઉશ્મૂર્દીગ્**, "ગણેલું," અવ. **મર.**

(૪) **હામ-બાર**, "સઘળો બોજો યા જોખમદારી," વળી ફા. **હુમ્બાર**નો અર્થ "સોબતીબી" થાએ છે, જે ઉપરથી "તેણે પએગમ્બરી કબુલ રાખી" એમ લઈ શકાય. અથવા **હામ-બહર** વાંચતાં "(અવસ્તા, અથવા દીનનો) આખો ભાગ" એમ થાએ.

(૫) **પત્વન્દિશ્ન્.**

(૬) **નિસંગ્ અયાતર (નિસંગ્ અયાદ્તર** ને બદલે), ફા. **યાદગારતર.** DM. મુજબ **નિસંગ્ આરતર્ (આરતતર** ને બદલે) "ઘણી જ અનુકુલ હકીકત;" "લાયક લખાણ."

(૭) **અયૂફ્ત-શૅમ (અઇયાફ્ત્ શૅમ**ને બદલે).

સર્વેથી વડા (રાજ્યકર્તા) સરદાર[1] તરફ આવ્યા હતા, વળી જેમ હાલમાં માણસો ધર્મ સંબંધી પુછપરછ અને શોધખોલમાં (મશગુલ) છે તેમ તે વખતે તેઓ ધર્મને લગતી બાબદોની[2] પુછપરછ અને તપાસમાં ઉડી રીતે રોકાયલા હતા; તે વખતના લોકોની હાજતો હાલમાં હસ્તી ધરાવતી નથી, કારણ કે સઘળી માણસજાત (હાલનાં જમાનામાં) દીનની સંપુર્ણ વાકેફગારી (અશો ઝરથુશ્ત્રથી) મેળવીને ઉભેલી છે. સ્પીતમ ખાનદાનના પવિત્ર ફ્રવશી (ફરોહર) વાલા ઝરથુશ્ત્રની સ્તુતી થજો!

(૪૪) મઝદયસ્ની દીનના પએગમ્બર, તે આદમીજાતમાં સર્વેથી કામેલ પુરુષ, સ્પીતમ ખાન્દાનના માનવંત ફરોહરવાલા ઝરથુશ્ત્રની નામદારી અને કીર્તી અને મોજેજા દેખાડનારી શકિત વિષે દુન્યામાં જાહેર કરવા, અહુરમઝદની આગાહીવાલી દીનના અવસ્તાના કલામોમાંથી (ચુંટી કાઢેલી) વિગતોને આધારે, (નિચે જણાવેલા) દસ બાબો (પ્રકરણો) અતરે લખવામાં આવ્યાં છે:-

(બાબ ૧ લો.) તેમાંનો એક[3] તે છે કે જેમાં પોતાની માવતરમાંથી આ દુન્યામાં[4] જન્મ લેવા અગાઉ તે નામાંકીત પુરુષની હાલતનું બ્યાણ (આવેલું છે).

(૨ જો) તે નામાંકીત નરના જન્મથી તે અહુરમઝદ સાથની તેવણની ગુફ્તેગુને પોંહોંચવા સુધીની (મુદત વિષેનો છે.)

(૩ જો) તેવણની (ખોદાતાલા સાથની) ગુફ્તેગુથી તે દુન્યામાં પએગામ ફેલાવવા વિષેની તેવણની કીર્તી[5] સુધી(ની મુદત વિષે), અને કર્અ-વિશ્તાસ્પના દીન કબુલ કરવા બાબેનો છે.

(૪ થો) એ બનાવની પછીના (યાને) તેવણના પવિત્ર રવાનના સર્વેથી ઉત્તમ મકાન[6] (ગરોથ્માન બેહશ્ત) તરફ ગુજર પામવા[7] સુધીનાં અયામ વિષેનો છે.

(૫ મો) તેવણનાં ગુજરવા પછીનો વખ્ત યાને તાબેદાર[8] પાદશાહ કર્અ-વિશ્તાસ્પના રાજ્યમાં (પએગમ્બર પછી) જે કાંઈ બન્યું તે વિષેનો છે.

---

(૧) **પીશોપાએ.** (૨) એટલે મઝદયસ્ની દીન

(૩) **અફ્શ અર્અવશ્**ને બદલે, "તે (પ્રકરણો)માંનું એક."

(૪) **લિતમા,** "અહીં," "આખાકી દુન્યામાં."

(૫) **આફ્રીગાનિહ,** "વખાણવાજોગ હાલત,"

(૬) અવ. **વહિશ્તેંમ અહૂમ.**

(૭) **વીખીઝ્** (**આખીઝ્**નું બીગડેલું રૂપ) "ઉચે જવું;" "ચઢવું."

(૮) **રામશાહ.**

(૬ થો) ઉપલા બનાવ પછીથી તે ઇરાનની પાદશાહીના પડી ભાગવા[1] સુધી (ના વખત બાબેનો છે).

(૭ મો) એ મુદત પછીથી તે ઝરથુશ્ત્રનો હઝારો પુરો થાય અને અઉશીદર આવે ત્યાં સુધીની (બાબદો વિષેનો છે).

(૮ મો) ઉપલા બનાવ પછીથી તે અઉશીદરનો હઝારો પુરો થાય અને અઉશીદર–માહ આવી પુગે ત્યાં સુધી (નુ વર્ણન આપે છે).

(૯ મો) એ પછીથી, અઉશીદર માહના હઝારાની આખેરી અને સઓક-શાંસના આવી પુગવા સુધી (ની વિગટો આપે છે).

(૧૦ મો) ફતેહમંદ ફાયદો કરનાર (સઑકશાંસ) ના આવી પોંહોંચવા પછીથી તે ફ્રશોગર્દ અને તનેપસીનના મોજેજાઓ (દુન્યાને તાજી બનાવી છેલ્લી તનોમંદ હાલત અપાય ત્યાં સુધી); દરેકનાં જુદાં જુદાં[2] વર્ણન સાથે.

## બાબ ૧ લો.

તે સર્વેથી બખ્તાવર[3] ફરઝંદના (પોતાનાં) માવતરમાંથી જન્મ પામવા અગાઉ જાહેર થયલા મોજેજા જેવા બનાવો વિષે.

(૧–૩) તે (મોજેજાઓ)માંનો એક જે જાહેર થયેલો છે તે એ કે દાદાર અહુરમઝદે ઝરથુશ્ત્રના ખોરેહને જુદી જુદી ખાકી હાલતોનાં સીલસીલા[4] મારફતે ઝરથુશ્ત્રમાં પસાર કીધું, જ્યારે ખોદા તરફથી હુકમ થયો કે તે ખોરેહ મીનોઈ હસ્તીમાંથી ઉતરી તનોમંદ (ખાકી) હાલતમાં આવ્યું, અને ઝરથુશ્ત્રનાં ખાકી બદનમાં તે રહ્યું; અને ઘણાકોને તે ઉપરથી એક અતી ઉમદા મોજેજો જાહેર થયો,

---

(૧) **હનચાપિશન્**, અવ. **સ્ચપ** અથવા **સ્કપ્** "ભાંગી જવું," "નાશ થવું." સરખાવો ફા. **અન્જનીદન**, "ભાંગવું," એટલે "કટકા બુકલા થવું."

(૨) ઉપલા ફકરા એકથી દસમાં હવે પછી આ સાતમાં પુસ્તકનાં દીબાચા પછી આવેલા ૧૦ બાબોનાં મથાલાં આપવામાં આવેલાં છે. (૩) ફા. **ફરરૂખ**

(૪) **માદ્–ગશ્ત વારગ**, "ખાકી હાલતોની હાર;" સરખાવો ફા. **માદહ,** "ખાકી;" અને **ગશ્ત,** "હાલત," "સંજોગો," અને **વારહ** "હાર," "માળા." ડા. વૅસ્ત, **"માદયાતો ઈ ખલ્કો** (અરબી શબ્દો છે), **અર્થ**: "પેદાયશોની તનોમંદ હાલત."

જેમકે દીનમાં એમ કહે છે કે: "જ્યારે અહુરમઝદે ઝરથુશ્ત્રને માટે ખાકી બદન[1] તૈયાર કીધું, ત્યારે પેલું ખોરેહ[2] જે તે વેળા દાદાર અહુરમઝદની નજદીક[3] હતું તે ઝરથુશ્ત્રનાં ખાકી શરિર તરફ દોડ્યું, (પહેલાં) મેષ[4] રાશિ તરફ ગયું, અને મેષ રાશિ તરફથી અનન્ત રોશનીઓ (અસર રોશની) તરફ (વલ્યું[5]), અને અનન્ત રોશનીઓ તરફ રહી તે ખુરશેદ (ખુરશેદ પાયા)ના રહેઠાણ તરફ (ગયું), અને ખુરશેદ તરફથી નિકલી માહ-પાયા (ચન્દ્રમાહ)ના મકાન તરફ દોડ્યું, અને તે માહ-પાયામાંથી થઈ સ્તરપાયા (સેતારાઓના મકાન[6]) તરફ ગયું, અને તે સેતારાઓમાંથી નિકલી ઝોઇશના[7] ઘરમાંનાં આતશ તરફ ગયું, અને તે આતશ તરફથી બાહેર નિકલી ફ્રાહીમ-રૂવાનાં-ઝોઇશની[8] બાનુને પહોંચ્યું; જ્યારે (આખરે) તે બાનુએ તે છોકરીનો જન્મ આપ્યો કે જેણી (ભવિષ્યમાં) ઝરથુશ્ત્રની માતા (બુર્દાર) થઈ."

(૪-૫) તે (ખોરેહ)[9]માથી રોશની એકી વખતે જમીનમાં અને આકાશમાં ગઈ ત્યારે તે ખોરેહનું ઉડવું[10] દુરથી[11] જાહેર થયું, જેથી ફ્રાણત-રવાનાન-ઝોઇશના ગામ (પરા)માં રહેનારાઓ તે જોઇને એવું કહેવા લાગ્યા કે: "જુઓ, આ આતશ પોતીકી મેલે બલે છે," [એટલે કે, તેમાં બાળવાના લાંકડાંનો[12] ખપ પડતો ન હતો];

---

(૧) સરખાવો ફા દેહ, "શરિર"
(૨) ગદા અદીન, અસલ અર્થ "ત્યાર પછી તે ખોરેહ."
(૩) પીશ્ નએમ, "બાજુમાં," અવ નએમ, "બાજુ."
(૪) વાંચણ મએષ, "મેષ રાશિ." ડા. વેસ્ટ મક્ષ, "જતુ."
(૫) વાંચણ ગુરિખ્ત, "દોડી ગયુ."
(૬) મેષ રાશિની અંદર આવેલા કદાચ તે સેતારાઓ હોએ
(૭) પાઝંદમાં લખાયલું એ નામ અવસ્તા ઝાવિષીને મળતું છે. ઝાવિષ એ પએગાંમબરના માદર દુઓગદાઉબનુ કુટુંબી નામ છે (જુઓ વંદીદાદ, ફરગર્દ ૧૯ મી, ફકરો ૬ ઠો).
(૮) પાઝંદમાં લખાયલું એ નામ પએગામબરના મમાવાનુ છે (જુઓ બુન્દહિશ, બાબ ૩૨,૧૦).
(૯) મિન ઓલા, એટલે "તેમાંથી."
(૧૦) પર્ષન, અવ. ફ્રષ્મન, "આગલ જતુ," ફા પર્ષ, "ઉડવું."
(૧૧) વાંચણ અદીન્ રખગીગ્; પહલવી રખીગ્, "દુરનું." ડા. વેસ્ત મુજબ વાંચણ: ખસૂરાગીગ્, "સસરાનું," સરખાવો ફા. ખસૂર.
(૧૨) ઇસ્મગ્ અથવા હિઝમગ્, અવ. અએસ્મ, ફા. હીઝમ, "બાલવાનું લાકડુ."

તે પછી તેઓ (પોતાનાં તાલુકાનાં) હાકેમ[1] પાસે ગયા, અને તેને એવું સમજાવ્યું,[2] એટલે કે (પેલી રોશ્નની વીશે) એવું બોલ્યા કેઃ "ગેતીની દુન્યાની સંપૂર્ણ કીર્તી (હવે હસ્તીમાં) આવશે, તનોમંદ હાલતની મારફતે જીંદગીની કીર્તી જાહેર થશે,[3] એટલે કે, તે ખોરેહને લીધે આ દુન્યામાં સઘળી જાતનાં ઉદ્યોગો ચાલુ થશે[4]."

(૬) અને એમળી જાહેર થએલું છે કે તે ખોરેહની બરકતથી દેવો પેલી કન્યા (ઝરથુશ્ત્રની માએ) ને ઇજા કરવામાં નહિ ફાવવાથી, તે દેશમાં ત્રણ (નિચલાં) બુરાં પરાક્રમો[5] તેઓએ બરપા કીધાંઃ-ભયંકર શ્યાલો, સઘળી જાતના મરકીનાં રોગો,[6] અને (એવાજ) જુલમ ગુજારનારા દુશ્મનો[7] (આફતો) પેદા કીધાં; વળી તેવા દેવોથી દેશના લોકોના મનપર[8] એવું ઠસાવવામાં આવ્યું કે આવાં આફતો[9] આ છોકરીના જાદુઈ મંત્રને લીધે દેશ ઉપર ઉતર્યા છે; જેથી તે દેશના લોકો તેણીના માબાપ[10] સાથ સખત કજીઓ[11] કરવા લાગ્યા કે એજ છોકરીનાં જાદુની અસરથી આવી આબદા[12] ઉત્પન્ન થઈ છે, વાસ્તે તેણીને ગામ બાહેર કાઢી મુકવી.[13]

---

(૧) **કારનામગ ઇ અર્તખ્શીર ઇ પાપગાન**નો માગ તરજુમો જુઓ, ત્યા **કર્ઍત** શબ્દ (બાબ ૧૧,૫.) મારા ધારવા મુજબ હીદી ખેતાબ "રાજા" ને મળતો આવતો અર્થ ધરાવે છે.

(૨) **ચશીનીદ.**

(૩) **ખયા મિન તન ગદા**; ડા. વૅસ્ટ –"તનોમદ હસ્તીની સપૂર્ણ કીર્તી તે શરિર વીનાની એલાહેદી જીદગીની કીર્તી છે."

(૪) એટલે કે, સઘળી જાતનો ઉદયોગ આબાદીભર્યો થશે.

(૫) સરખાવો અવ. **હુએન**, અહી એ શબ્દ "કુદરતની આફતકારક મુશીબતો" બતાવે છે.

(૬) એજ શબ્દને બીજી બે રીતે વાંચી શકાય **વિસ્પ દીવ**, "સઘળા દેવો;" અથવા **વ દીવ સીજ**, "અને મરકીનો દેવ."

(૭) DM. મુજબ **"દુશ્મનો"**, "ખરાબ રોગો."

(૮) **પવન મીનિશ્ન્ રમીતૂન્ત**, અસલ અર્થ "લોકોના મન ઉપર નાંખવામાં આવ્યુ."

(૯) **દેના વિઝન્દ.**

(૧૦) **ઝરખૂન્તીનીતારાન**, "જન્મ આપનારાં."

(૧૧) **શકફ્ત પતકારીદ.**

(૧૨) **અન-બસાનીનીદન**, ફા. **બસાન** "મલતું આવતુ" "સરખું."

(૧૩) અહી **ક્રદન–ઇ** ને બદલે **કર્દનશ** બહેતર.

(૭-૮) અને તે છોકરીના બાપે પોતાની છોકરી સામે જે જાદુગરીનો ગેરવાજબી આરોપ મુકાયો હતો તે વિરૂદ્ધ ગામનાં લોકોને ઘણાંક કારણો[1] આપી, નિચે મુજબ કહ્યું:-"જ્યારે આએ છોકરી મારાં કુટુંબમાં[2] અવતરી ત્યારે તેણીનું સઘલું ચલકતું નુર તેણીની પીઠ પાછલથી[3] આતશની ખુલ્લી રોશ્ની માફક બાહેર નિકલતું હતું, એટલે કે, તેણીનાં આખાં બદનમાંથી અંધારી રાત્રે મોતેબર રોશ્ની પ્રગટી નિકળતી હતી; જ્યારે ઘરના છેક અંદરનાં ભાગમાં, જ્યાં કંઈબી આતશ (યા ચેરાગ) ન હતો ત્યાં એ છોકરીને બેસાડવામાં આવતી ત્યારે તે રોશ્ની તેણીમાંથી પ્રગટી નિકળતી હતી; જ્યારે ઘરમાં જ્યાં આતશની મોટી રોશ્ની બળતી હતી ત્યાં તેણીને બેસાડવામાં આવતી, ત્યારે તે આતશ વધારે રોશ્ની આપતો હતો; એટલે કે જ્યાં ગંજાવર આતશ બળતો હતો ત્યાંબી તેણીના શરીરમાંથી (નિકળતી) રોશ્નીને લીધે, તે આતશની રોશ્ની વધારે આંજી નાંખનારી ભભુકાદાર બનતી; આવી નુરમંદ યા ખોરેહમંદ જાદુગરણી કદીબી કોઇએ જોઈ નથી."

(૯) વળી તે પછી દેવો, અને કવીઓ અને **કરપો**,[4] જેઓ તે ગામને લગતા હતા તેઓની ઉસ્કેરનીને[5] લીધે તે ગામનાં રહેવાસીઓ (છોકરીનાં બાપનું કહેણ સાંભળી) સંતોષ પામ્યા નહિ; (નિરાશ થઈને) તે કન્યાના બાપે કુટુંબના મુરબી **પઇતીરીતરાસ્પ**, જેવણ **સ્પીતામના** દેશમાં અરગ[6] (નદી)ને કીનારે

---

(૧) કબદ **ચીમ.**

(૨) અથવા "મારામાં," "મારા ઘરમાં." (૩) **મિન આખર.**

(૪) અવસ્તામાં જણાવેલા **કવી** અને **કરપન**, જેઓને **હોરમઝદ યશ્ત** (§ ૧૦) મુજબ "દીનની બાબદમાં આંધળા અને બેહરા" તરીકે જણાવ્યા છે, યાને જેઓ "યકીન વીનાના અને જુદ્દીન હોય તે." તેઓને **દીનકર્દ**માં **યાતુગ** "જાદુગરો," **અયશ્ત** "અપવિત્ર," અને **મર**, "ધાટકી" ના વિષેશણો લગાડ્યાં છે (જુઓ પુસ્તક ૭ મુ, બાબ ૩ જો; ફકરા ૪,૨૦; બાબ ૪ થો, ફ. ૨૧,૬૭). ચોથા બાબમાં **કીક** અને **કરપો** વિષે પુશ્કળ એશારાઓ મળે છે.

(૫) **સારીનિશ્ન**; ફા. **સાર**, "ઉશ્કેરની," "જુલ્મ."

(૬) અવ. **રંઘા** નદીનું પહલવી નામ (જુઓ **યશ્ત** ૫ મી અને ૨૨ મી). એ શબ્દ **બુન્દહિશમાં અરગ** અથવા **અરંગ** લખ્યો છે, જેનાં બાબ ૭, § ૧૫ માં લખ્યું છે કે: "અને **અર્દવીસૂર**ની ઉત્તર તરફથી બે નદીઓ વેહવા માંડી, અને તેમાંની એક પૂર્વ તરફ તથા બીજી પશ્ચીમ તરફ ગઇ, જેમનાં નામ **અરગ** અને **વેહ** છે."

આવેલાં શહેરમાં[1] વસ્તા હતા, તેમને ઘરે તેણીને જવા હુકમ કીધો; અને તેણીએ પોતાના પીતાનાં હુકમને કબુલ રાખ્યો.[2] (૧૦) દેવોનું તે કારસ્તાન[3] તે છોકરીને તેણીનાં બાપીકા ઘરમાંથી બાહેર કઢાવવાની[4] બુરી નેમથી[5] કરવામાં આવ્યું હતું; (પણ) ખોદાતાલાએ તેવા સંજોગ વચ્ચે પઓઁરૂશાસ્પના બાવા પઇતીરીતરાસ્પને ઘર પેલી છોકરીને મોકલાવીને, તેણીને પઓઁરૂશાસ્પ જેવણ્ ઝરથુશ્ત્રના પીતા (ભવિષ્યમાં થનાર હતા) તેમની સાથ પરણ્વાનું કારણ આપ્યું.

(૧૧) એક (મોજેજો) એવો જાહેર થયેલો છે, કે તે વખતે પેલાં કુટુંબ તરફ જવાથી સ્પીતામના દેશમાં સર્વેથી બુલંદ દરજ્જો[6] તે છોકરી પામી, અને ત્યાં એક ઉમદા મોજેજો તેણીને બતાવવામાં આવ્યો, અને જે તે છોકરીએ પોતાની નજરે જોયો, જેમકે દીનમાં કહે છે કેઃ–"જાણવું કે પવિત્ર ફરેશ્તાઓ તરફથી તેણીને સંભલાયલો અવાજ[7] એવી મતલબનો હતો કેઃ 'તેઓના ગામ તરફ તું જા, તે ગામ સપાટી[8] ઉપરથી ઘણું નિચું[9] અને પહોળાઇમાં બહોલું છે,[10] જ્યાં ગાય ગોસ્પંદના ટોળાં[11] મોટી સંખ્યામાં[12] સાથે ફરતાં કીધાં છે; દયાળુ દાદારે તારીજ મદદ માટે તે ગામને એવુ બનાવ્યું છે.'" (૧૨) જે સાંભળી તે કન્યા થોભી ગઈ, અને તેણીને પણ તદન એમજ લાગ્યું કેઃ–"(તેઓનો) એશારો[13] કાંઈ એવી મતલબની સલાહ[14] મને આપવા માંગે છે કે

---

(૧) સરખાવો ફા. **રૂસ્તાક**, "ગામડું," "વેપારનાં મથક સાથનો કસ્બો."

(૨) **પદીરૂફ્ત**, "કબુલ રાખ્યો," "સ્વીકાર્યો"

(૩) બેહતર વાંચણ્. **ક્ષૂપ**, અવ. **ક્ષૂપ**. ફા. **આશુફ્તન**.

(૪) **અઉઝ-સાયગીનીદન**, સરખાવો અવ. ઉઝ અને ફા. **સાયીદન**, "સાયા તલે રાખવું," "પરવરશી કરવી," યાને તેણીના બાવાના **આશ્રા** અથવા સાહ્યા તળેથી તેણીને છુટી પાડવાની નેમથી. (૫) **દૂશ્-પર્ગિહા**.

(૬) **મદમ્ બાલિસ્ત જીવાગ્ ચેગવીમૂનાદ**.

(૭) **વાન્ગ**, ફા. **બાન્ગ**. (૮) **બાલાએ**, "ઉંચાઇએ."

(૯) **ગટ્પૂતર**, સરખાવો પહલવી **ગટ્પૂ કર્દન્** "ગળી જવું."

(૧૦) **ફ્રાખૂતર પવન પાહનાએ**.

(૧૧) **ઝીન્દગ્ ગઓસ્પેંદ્**, "જીવતાં મેંઢાં, બકરાં, તથા ગાય ઢોર."

(૧૨) **ફ્રેહિસ્ત**.

(૧૩) **અઉશ્મૂરિશ્ન**, "ગણુતરી," "બશારત," ફા. **શમૂર્દન**.

(૧૪) DM. મુજબ. **વ લિ હના ગૂબિશ્ન બરિશ્નીહ**, "અને મારી તરફ આવાં વચણનું સભળાવું."

"મારૂં કામ મારા પીતાએ કરેલો હોકમ બજાવવાનું છે." (૧૩) પછી તે કન્યા દીનના તરીકા પ્રમાણે તન પાક કરીને[૧] તેઓ આગળથી વિદાય થઈ; તેણી પતીરીતરાસ્પને ગામ આવી, જ્યારે પેલું ખોરેહ **પતીરીતરાસ્પ**ના છોકરા **પઓૅરૂશાષ્પ**ને મલ્યું.

(૧૪) એક (મોજેજો) નિચે મુજબ જાહેર છે કે દાદાર અહુરમઝદે ઝરથુશ્ત્રના **ફ્રોહરને** તેવણના માબાપની અંદર ખેતીવાડીને લગતા એક ચમત્કારથી[૨] હોમ (ના છોડવા) ની અંદર પસાર કરી મોકલ્યું. (૧૫) બીજું એમબી દીનમાં જાહેર કીધેલું છે કે જ્યારે (આ દુન્યાની હસ્તીનો) ત્રીજો હઝારો તેની સેવટની હદે પહોંચ્યો[૩] ત્યારે, (એટલે કે) **એબ-આપનાર (અહરમન)** ની હસ્તી વીનાનાં[૪] મીનોઈ હાલતના ત્રણ હઝાર વર્ષો પુરાં થતાં, એટલે કે પેદાયશો મીનોઈ હાલતમાં હતી તે પછી, અને દ્રુજના આવી પુગવા અગાઉ, અમેશાસ્પંદોએ ઝરથુસ્ત્ર (ના તન)ને બનાવવાની સામગ્રીઓ તૈયાર કીધી; અને મોઢું તથા જબાંન ધરાવનાર, ફસાહતથી બોલનાર[૫] અને બેહસ્તી મકાનોને[૬] લગતાં તેનાં **ફ્રોહરને** તેની અંદર મુકયું. (૧૬) ત્યાર પછી પવિત્ર યઝદોએ તેઓની ખુદ ચશમની તપાસ ઉપરથી આગલા ત્રણ હઝારાઓની ખુલ્લી યાદ આપનારા તરીકે ઝરથુશ્ત્રને જોયો;[૭] અને અમેશસ્પેંદોની સાથના રહેઠાણ અને રક્ષણથી[૮] તેવણ એક અમેશાસ્પંદ[૯] જેવાજ ત્યારે દેખાતા હતા. (૧૭) અને જ્યારે ત્રીજો હઝારો પુરો થયો ત્યારે, યાનેકે (અમેશ-

---

(૧) **ફ્રાજ્ યદા શુસ્ત્** સરખાવો ફા. **દસ્ત્ બ આબ્ રસાનીદન.** "ધાર્મીક રીતે નહાન નહાવું તે." એનો ભાવાર્થ એ કે પોતાના બાહેર નિકલવા આગમજ તેણીએ નાહિ ધોઈ સ્વચ્છ બની, પાધ્યાબ કુસ્તી કરીને દીનના તરીકા મુજબ બદગી કરી. પહલવીનો બોલેબોલનો અર્થ "તેણીએ પોતાના હાથ બીલ્કુલ ધોયા."

(૨) **પવન અફ્દ્ વર્ચ-કર્દીગ્.** (૩) **બરીન પેહ્લૂન્ત.**

(૪) **અન્-અઇબ-દદીગ્.** (૫) **ફ્રાજ્ ગૂફ્તાર્.**

(૬) **વ ગર્દૂન્ કદગાન**, ફા. **ગર્દૂન**, "આસ્માની ગોળાઓ." "બેહસ્તનાં તબક્કાઓ." બીજાં વાંચણો એમ થઈ શકે—**વ યલ-તન કદગાન,** "અને તે ગામડાંના લોકોમાં ઘણાં માતેલાં શરિરવાળો," અથવા "**વીરતન કદગાન,** યાને "બુદ્ધીવાન શકિતઓ સાથનું તન."

(૭) જ્યારે ઝરથુસ્ત્ર તદન મીનોઈ (ફ્રોહરની) હાલતમાં હતા ત્યારે.

(૮) સરખાવો ફા. **કરીચ,** "ઝુપડું", "છાપરૂં," અને **હમ-કરીચ,** "એકજ ઘરમાં સાથે રહેનાર સોબતી." કદાચ બીજુ વાંચણ **પવન હમ-કર્પીહ** થઇ શકે, જેનો અર્થ: "શરિરીક સંબંધથી," અથવા "એકસરખુ શરિર ધરાવનાર."

(૯) એક મીનોઈ હસ્તી જેવા.

સ્પંદોએ) ઝરથુસ્ત્રને (માટેની સામગ્રીઓ) ઘડી તે પછી, અને તેમને આ ખાકી દુન્યામાં મોકલવામાં આવ્યા તે અગાઉ, અને એબ આપનાર (અહરમન)ની આ દુન્યામાંની હસ્તીના ૩૦૦૦ વરસ પુરાં થયાં તે પછી, ખોદા તાલાએ બેહમનની સાથે મલીને અર્દીબેહશ્ત અમેશસ્પેંદ સાથે મસલહત ચલાવી (જે નિચે મુજબ હતી):–"તેની માતા તમુને એવી ઉચી (લાયકાતવાળી) માલુમ પડે છે કે જેણીને ઝરથુશ્ત્રને આપી શકયે?" (૧૮) જવાબ આપતાં **અર્દીબેહશ્ત** બોલ્યાઃ "ઓ વૃદ્ધિ કરનાર[૧] કીરતાર! તમો પોતે તે વિષેબી જાણો છેઓ; ઝરથુશ્ત્ર જેને આપણે પેદા કરીએ છીએ, (અને જેને) તમોએ અને અમે પેદા કરીઓ છે, તેને માટે, ઓ અહુરમઝદ! તમો વાકેફગાર છેઓ; અમો જેઓ અમેશસ્પેંદો છઇએ, તેઓને તમો તે જગા બતાવો, કારણ તેનું જાહેર કરવું તમુને રોશન છે, ઓ વૃદ્ધિ કરનાર મીનો અહુરમઝદ! તમોજ તે જાણો છેઓ."

(૧૯) અને ત્યાર પછી અહુરમઝદે બેહમન,[૨] અર્દીબેહશ્ત, શહરેવર, સ્પેંદારમદ, ખોરદાદ અને અમેરદાદ (અમેશસ્પેંદો) સાથે નિચે મુજબ વાદવિવાદ ચલાવ્યોઃ "ઝરથુશ્ત્રને નિચે (ગેતીની દુન્યામાં)[૩] લઈ જવાનો મારો વિચાર નથી, કારણકે તનોમંદ હસ્તીવાલી દુન્યાને માટે તે મોઢાં સાથનો, જબાન સાથનો અને એક સફાઇદાર વકતા થવો જોઇશે. (૨૦–૨૧) જો આપણે ઝરથુશ્ત્રને તનોમંદ હસ્તીવાલી નિચલી દુન્યામાં મોઢાં અને જબાંન સાથનો તેમજ એક ફસાહતથી બોલનાર અને મીનોઈ મકાનનાં[૪] તરીકે લઇ જઇશું તો, એટલું તો ચોક્કસ છે કે લોકો મારા તે અશો આદમીનાં[૫] પેદા થવા વિષે એવું જાહેર કરશે કે તે નેક નામવાલા આદમીને પાણી, જમીન, અથવા ઝાડપાન અને જાનવરો સાથે આપણે બનાવ્યો હશે;[૬] તેટલા

---

(૧) **અવ્ઝુનીગ્**, એ શબ્દ અવ. **સ્પેન્ત** અથવા **સ્પેનિશ્ત**ના પહલવી **અર્થ** તરીકે વપડાય છે.

(૨) DM. મુજબ **વોહૂમન વહિશ્ત-ઇ**, યાને "બેહસ્તને લગતો વોહૂમન (**બેહુમન**)." અહી **અર્તવહિશ્ત** શબ્દ લખવા જતાં **અર્ત** લખવા આગમજ **વહિશ્ત** નકલ નવેશથી લખાવાથી આ ભુલ થયલી લાગે છે, જે ભુલ છેકી નાખવામાં આવી નથી.

(૩) અહીં નિચે પૃથ્વિની જમીન ઉપર.

(૪) DM. મુજબ **વીર્–તન્–કર્દ**; સરખાવો અવ. "**વીરો તનુ કૅરૅત**, "એક બહાદુર પહલવાની નરથી જન્મ પામેલો."

(૫) સર્વેથી સરસ અશો નર તરીકે મેં ચુંટી કાડેલો.

(૬) **હમ-તાષીત**; અવ૦ **તષ**, "ઘડવું," "બનાવવુ."

વાસ્તે આપણે પઑરૂશાસ્પના ગામમાં તે પુરૂષને લઇ જઇએ કે જેથી (મીનો અને ગેતીની) બેઉ તરફથી ઉચી તોખમ ધરાવનારા ઝરથુશ્ત્ર તરીકે તેને લોકો બોલાવશે; એક બાજુ નૅર્યોસંગ (ફરેશ્તો) જે અમેશસ્પેંદોથી ઉતરેલો છે તેની મીનોઇ તોખમનો, અને બીજી બાજુ જમશેદ જે આદમી જાતથી પેદા થયો હતો તેની ગેતીની તોખમનો."[1]

(૨૨) તે પછી અમેશસ્પેંદોએ થડમાંથી એક હૉમનું ઝાડ, જે માણસની ઉચાઈ જેટલું, શોભીતું,[2] ઉચા રંગનું, અને જ્યાં તાજું ત્યાં રસદાર[2] એવું હતું તે ઉખેડી, કાપીને સમારી તૈયાર કીધું, અને તેનાં થડમાં ઝરથુશ્ત્રના ફરોહરને (તેઓથી) ઉતારવામાં આવ્યું, જે ફરોહરને અમેશસ્પેંદોએ અનન્ત રોશનીઓમાંથી આગલ ચલાવી[3] તેમાં (તે થડમાં) મોકલ્યું, અને ત્યાં તેને તેઓની આસ્નીદેહ અક્કલ (જાતી જ્ઞાન)ની મદદથી તે પેદા કીધું; કારણકે જ્યારે તે ફરોહરને લઇ જવામાં આવ્યુ હતું ત્યારે તે અમેશસ્પેંદો તેની આસપાસ જણાતા હતા, અને સઘળી તરફથી તદન હીલચાલ કરતી[4] દીવાલો માફક તેઓ (તેની આસપાસ) દેખાયા હતા. (૨૩) હમેશા તે હોમ, જે જગાએથી તેનો રસ બાહેર આવતો હતો તે જગાએ કુદરતી રીતે[5] તે મોઢાં સાથનો હોએ તેમ દેખાતો હતો, એટલે કે (તે જગાએ) હોમ હમેશાં તાજો રહેતો હતો.

(૨૪) અને જ્યારે પેલા એબ-આપનારા[6] અહરમન સાથની દુન્યવી હસ્તીનાં ત્રણ હજાર વર્ષમાંથી ત્રિસ[7] વર્ષ બાકી રહ્યાં હતા, ત્યારે બેહમન અને

---

(૧) યાને કે મીનોઇ દુન્યા તરફ જોતાં ઝરથુસ્ત્ર નૅર્યોસગ ફરેસ્તાથી ઉતરી આવેલા હતા, અને બાકી હૈયાતીમાં જમશેદની ઓલાદના હતા.

(૨) **ખૂપ્, મદમ ગઑન, વ તર્ અઇધ્ તર્**. સરખાવો અવ૦ **ગઑન** અને ફા૦ **તર**.

(૩) **સાતૂનીનીદ.**

(૪) અસલ અર્થ, "આસાયશ વગરનો."

(૫) **આવાયિશ્નીગ્**, "જેમ જોઇએ તેમ," "સ્વભાવીક રીતે".

(૬) વાંચણ **આન અઇબ-દદીગ**, "પેલા એબ-આપનાર અહરમન(ની હસ્તી સાથના)." બીજી રીતે વાંચ્યે તો. **અન-અઇબ-ગતીગ**, "એબ આપનારની હસ્તી વીનાની." ડા૦ વૅસ્ટ મુજબ **હુ-અઇબ-ગતીગ**, "સારી રીતે (અહરમનથી) હરકત પામેલી."

(૭) **DM.** હસ્તલેખ મુજબ ૩૩૦ વર્ષો છે, પણ એ મુદત તવારીખના નિયમ વિરૂદ્ધની લાગે છે. ડા૦ વૅસ્તબી ૩૦ વર્ષ લે છે.

અહીંબેહસ્ત અમેશસ્પેંદો પોતાના પુર દમામમાં સજ થયા,[1] તથા પોતે શરિર ધરાવનારી હસ્તીઓમાં ફેરવાઈ ગયા; અને જ્યાં બે પક્ષીઓ તેઓને તાંહ બચ્ચાં થાએ તે માટેની આરજુ[2] સાથે બેઠેલાં હતાં ત્યાં તેઓ આવી લાગ્યા; સબબ એ કે પક્ષીઓનાં ન્હાનાં બચ્ચાંઓને તેમના માલામાં[3] ભરાઈ સાંપો સાત વર્ષ ઉપર ખાઈ ગયા[4] હતા. (૨૫) (જ્યારે તે પક્ષીઓ બચ્ચાંની ઉમેદ સાથના) પોતાના એવા ખ્યાલમાં (હતાં) ત્યારે બેહમન અને અહીંબેહસ્ત તેમની આગલ આવી પુગ્યા, અને પેલાં પક્ષીઓએ નિચે મુજબ તેઓની સાથે વાત કીધીઃ "સલામ આલેકુમ![5] અમોને એ હોમ ગમે છે.[6]"

(૨૬) તે (અમેશસ્પેંદો)નો એવી રીતનો પુર દમામવાળો (ગેતીનો) દેખાવ, અને તે પક્ષીઓની હોમ માટેની એટલી બધી આતુરતાઇ, એ બેવડા ચમત્કારો હતા. તે પક્ષીઓમાં જે નર હતો તેણે પોતાના બને પગ[7] વડે હોમને (તેઓ પાસેથી ગોયા) ઝુંટવી લીધો, અને જે બીજું પક્ષી (માદા) હતું તે હોમને લઇ ઉડી ગયું, અને તેઓએ તે હોમનો રોપો પેલાં ઝાડની ઉપર આવેલા (પોતાના) માલાની[8] અંદર ખોસ્યો, અને સાંપોની કોટરેલી કઢણ જે ઝાડમાં અંદર હતી તેની ઉપરના ભાગમાં તે રોપને મુકયો, કે જેથી તે સાંપો મરી જાય. (૨૭) તે માલો જે પેલાં પક્ષીઓનાં (મારી નાખેલાં) બચ્ચાંઓનો હતો તે તરફ ઝરથુશ્ત્રની ફ્રવષી[9] આગલ વધી,[10] અને તુરતજ તેને લીધે વળી પેલા સાંપો (જે) ઝાડમાં હતા તેઓ

---

(૧) **ફ્રાજીહ ઓલ હમ આરાસ્ત.** બીજી રીતે "પોતાની ઉચ્ચે દરજ્જેની શકતીઓ સાથે તૈયાર થયા." ડા૦ વૅસ્ટ મુજબ "પોતાની સર્વોપરી જાહોજલાલી તૈયાર કીધી."

(૨) **બરા ખ્વાયઇશ્નીહ**, અસલ અર્થ "બેટાની ખાહેશ રાખતાં."

(૩) વાંચણ **આશ્નો, ફા. આષ્યાનહ**, "માલો", "પક્ષીનુ રહેઠાણ", તે ઉપરથી માળામાંનાં બચ્ચાં. ડા. વૅસ્ટ એ બોલ **અદાન** વાંચી તેનો અર્થ "નાદાન" કરે છે.

(૪) ફા૦ **ગૂદન**, "ફાડી ખાતુ," "ગલી જવુ."

(૫) **ફ્રનામિશ્ન**, સસ્કૃત **પ્રનામ**, "સલામ", "દોઆ".

(૬) એટલે કે, પેલા અમેશસ્પેંદોએ હાથમાં પકડેલા હોમ માટે માંગની કીધી.

(૭) અવ૦ **પઇતિશ્તાન.**

(૮) સરખાવો સંસ્કૃત **આસન**, ફા૦ **આષ્યાનહ.**

(૯) **ફ્રવશ**, એ શબ્દ ફરોહર માટે પહલવીમાં કોઈ કોઇવાર વપડાતો મલે છે, જે અવસ્તા શબ્દ **ફ્રવશી**નું બરાબર પહલવી છે.

(૧૦) **ફ્રવફ્ત** યા **ફ્રઑફ્ત,** અવ૦ **ફ્ર** અને **વપ**, "પાંથરવું", યાને કે તે ફરોહર પંથરાઇ ગયું, બહોલું બન્યું.

સીધા પોતાની ફેજે પોહોંચ્યા,[૧] ગોયા ઝરથુશ્ત્રનાં તે ફરોહરે તેમના જડબાંને[૨] તોડી નાંખ્યાં હોય તેમ તેઓ નિચે પડી ગયા અને મરી ગયા; અને તેજ કારણથી વલી હજીબી તે સાંપો તેઓનાં તોખમમાં લાલ લોહીથી ભરેલા છે,[૩] અને તે એવી સાંપની જાતને માટે અગત્યનું છે.[૪] (૨૮) ઉપર કહેલો હોમનો રોપો પેલાં ઝાડની ટોચ ઉપર એક કલમની માફક સાથે જોડાઈ ગયો,[૫] ત્યાં કે જ્યાં પક્ષીઓનાં માળા હતા; અને તે હોમ સદા લીલો અને સોનેરી રંગનો ત્યાં ઉગી નિકલ્યો.

(૨૯) જે બાનુ કે ઝરથુશ્ત્રને જન્મ આપનાર હતી તેણીના પઓરૂશાસ્પ તરફ લગનનાં ગાંઠથી જોડાવા માટે આવી પુગવા પછી, બેહમન અને અર્દીબેહશ્ત અમેશાસ્પેંદ પોતાના ઉત્તમ દમામમાં સજ થઈ પઓરૂશાસ્પની નજદીક આવ્યા, અને સ્પીતામના (ખાન્દાન) ના ઢોરોની ઘાસચારાવાલી જમીન[૬] જ્યાં હતી ત્યાં (આવી) તેઓ પોતે જે હોમ લાવ્યા હતા તે હોમના ઝાડ તરફ પઓરૂશાસ્પ અને તે બાનુનું ધ્યાણ ખેચ્યું. (૩૦) ભલાં રૂહોને લાયકની મીનોઇને લગતી ઉમેદો સાથે, અને જેઓને ખોદાઈ દીનનું એવું મીનોઇ જ્ઞાન[૭] હોય છે કે ભલાં રૂહો હમેશાં પરમાર્થી છે તેવા લોકોની ઉમેદો સાથે, પઓરૂશાસ્પ દાઇત્ય નદીના પાણી[૮] તરફ આગળ ચાલતો હતો તેવામાં પેલાં ઝાડ ઉપર જ્યાં હોમ, પક્ષિઓનાં માલાના અંદરના ભાગમાં, ઉગેલો હતો તે ઉપર નજર પડી. (૩૧) ત્યારે પઓરૂશાસ્પે તે જોઈ નિચે પ્રમાણે દરયાફ્ત કીધોઃ–"હું (આ ઝાડની) ઉપર ચહડું,[૯] (પણ) ઉચાઈ

---

(૧) બોલેબોલનો અર્થ. "તેઓ દેવો (ખરાબ હસ્તીઓ) તરફ સીદ્ધા ધસ્યા."

(૨) અવ○ **ઝફરે, ઝાંફનુ.**

(૩) **મદમ પવન જાન–ગીર** વાંચ્યે તો "તેને લીધે હમનાબી તેઓ જીંદગીનો નાશ કરવાને લોહીના તરસ્યાં છે" એવો અર્થ થઈ શકે.

(૪) **વ ઝક્ સ્રાતગ્–ઇ બરા આવાચીદન.**

(૫) અથવા, "હોમની કલમ પેલાં ઝાડની ટોચ ઉપર લગાડવામાં આવી હતી."

(૬) સરખાવો અવ○ **ગઓયૉઇતિ,** સંસ **ગાવ્યૂતિ,** "ઢોરને ચરવાની ખેતરવાલી જગ્યા." **ખુરદેહ અવસ્તાના** પહલ્વી તરજુમામાં **ગાવ્યૂતિ** વાચણ મળે છે.

(૭) વાંચણ. **દર્અન–દાનેશ્;** DM. મુજબ કદાચ **મઇનૂગ્ સ્નવિશ્નીહ,** "આત્મીક શ્રવણ," "બશારત".

(૮) અથવાઃ **અવો મયા ઇ શએત,** "ચલકતાં પાણીઓ તરફ."

(૯) વાંચણઃ **મદમ–ઇચ–અમ ફ્રબિરન.** કદાચ બીજી રીતે **મદમ–ઇચ મૂરૂ બરિરન્** હોય, જેનો અર્થ "હોમને પક્ષીઓના રેહઠાણ સુધી ઉંચે લઇ જવામાં આવ્યું છે." અથવા

એટલી બધી છે કે મારાથી હોમ સુધી પોહોંચી શકાય એમ નથી,[1] તેટલા વાસ્તે તે ઝાડને મારે કાપી નાખવું પડશે; સબબ કે જો તે વિચાર એક કોરે મુકયે તોબી[2] ઓ અહુરમઝદના હઓૅમ! તું સદાનો એવો તાજો હોય એમ દેખાય છે, જેથી તે ચીજનો ફાયદો તારાથી નેક છે."

(૩૨) તે પછી પઓૅરૂશાસ્પ આગળ વધ્યો, અને કુસ્તીનો પવિત્ર કમરબંદ તેણે ભલાં લોકોનો (પોશાક) જે નરમ સુદરેહ તે ઉપર બાંધ્યો[3] તેટલાંમાં હીંયાં એક સરસ મોજેજો પઓૅરૂશાસ્પને જાહેર થયો. (૩૩)જે (મોજેજા) વિષે એમ દીનમાં કહે છે કે પઓૅરૂશાસ્પ જ્યારે ભલા લોકનાં નરમ સુદરેહ ઉપર કુસ્તી બાંધતા હતા ત્યારે તે વખતના અરસામાં તે હોમ[4] નો રોપો (પક્ષિઓને લગતાં) ઝાડના સઉથી ઉંચા ત્રીજા ભાગ[5] પરથી (નિચે) ઉતર્યો, અને તે ઝાડના મધ્ય ભાગ ઉપર જ્યાં પઓૅરૂશાસ્પને જવાની ખાહેશ હતી ત્યાં આવ્યો. (૩૪) તે જોઈ પઓૅરૂશાસ્પ પાધ્યાબ કુસ્તી કરી[6] ને તે ઝાડ ઉપર ચહડી તે (હોમ) આગળ પહોંચ્યો, તેણે તે પછી

---

ત્રીજી રીતે" **મા-ઇચ મૂરૂ બરિશન હુઓૅમ** લઇએ તો "પક્ષીઓ તરફ ઉંચે હોમને લઇ જવાનું કારણ શું હશે?" એવો અર્થ થાય. DM.નાં હસ્તલેખમાં આવેલો **અફૂમ્** શબ્દ કદાચ **હુઓૅમ**નું બીગડેલું રૂપ હોય.

(૧) અથવા: "એટલી બધી ઉચાઇ એ હોમને પોહોંચવાનું બનવા જોગ નહતું તેને લીધે." **લા હુનદાઝીદ્** (**લા-હુન્દાઝીદન્** ને બદલે) સરખાવો ફા. **હુંદાખ્તન,** "પહોંચવું."

(૨) **મા જવીતર મિન ઝક.**

(૩) વાંચણ: **અફ્રશ નર્મ વેહાન વસ્તર્ગ્ મદમ્ યાવસ્ત્ પતાસીગ્.** DM. મુજબ વાંચણ. **ઓલા-શાન વસ્તર્ગ,** "તેઓનુ પેહરણ," અથવા **ઓલા યઝદાન વસ્તર્ગ,** "તેનો પવિત્ર જભો (યાને સુદરેહ)" એમ લેવાય. **યાવસ્ત્** શબ્દ અવ. **અઈવ્યાસ્ત,** "કુસ્તી બાંધેલો", અથવા અવ, **યાસ્ત** ( ધાતુ **યાઑન્ઘ** "પહેડવું" )ને મળતો છે. એ શબ્દને DM. મુજબ **શૂસ્ત** "પાણીથી ધોયાં, સાફ કીધાં" લઇએ તો તે અર્થ અહીં લાગુ પડે એમ નથી. જો **શુસ્ત** વાંચ્યે તો એ શબ્દને ફા૦ શબ્દ **શસ્ત** "કુસ્તી" સાથે સરખાવી શકાય. **પતાસીગ** શબ્દ **પઇતી-યાસ,** "પહેડવું" ઉપરથી લઈ શકાએ; અસલ **પતીયાસોગ** "જે કંઈ સુદરેહની ઉપર બાંધેલું યા પહેડેલું હોય તે." આખાં વાકયનો અર્થ એ છે કે· "તેણીએ નાહિ ધોઇને કુસ્તી કરી અને બંદગી કીધી."

(૪) ડા. વૅસ્ટ એ શબ્દને **વોહૂમનો** વાંચે છે. (૫) સરખાવો અવ. **ધ્રિશ.**
(૬) **લાલા યાવસ્ત વસ્તર્ગ,** એટલે કે, કુસ્તી કરી બંદગી કીધી.

આખો માલો[1] નિચેનેરથી કાપ્યો,[2] અને પોતાના ટેકાથી તે માલાને ધરી રાખ્યો;[3] જેવી રીતે એક પુરૂષ પોતાના મીત્રનો બેટો જે બે ત્રણ વર્ષની ઉમરનો હોય તેને ખોરાક ખવડાવવા[4] માટે લઈ જાય, તેવી રીતે (તેણે તે માલાને ટેકવી રાખ્યો). (૩૫) એમ કરવા પછે તેને ખુશાલી[5] પેદા થઈ, અને પેલા પવિત્ર અમશાસ્પેંદોએ લાવેલા હોમને પોતાની પ્રતાપી મોહોરદારની નજદીક લઇ જઇને, તેણે તેણીને નિચે પ્રમાણે કહ્યું:-"ઓ દુગદાઉબ! જ્યાં સુધી તે પવિત્ર હોમ તેના (નિર્માન કીધેલાં) ખાસ કામ અને ધાર્મીક ગુણને[6] માટે લાયક થાય (વપડાએ), ત્યાં સુધી તમારે એટલી તેની ઉપર નજર રાખવી."

(૩૬-૩૮) એક (બીજો) મોજેજો એ (હતો), કે જે વિષે એમ જણાવવામાં આવ્યું છે કે ઝરથુશ્ત્રના તનનું તત્વ, પાણી અને ઝાડપાનોમાં થઇને (તેમના) માબાપના શરીરમાં આવી પોંહોંચતાંજ, ઘણાકોને દાદાર અહુરમઝદે એક મોતેબર ચમત્કાર દેખાડ્યો હતો, જેમ દીનમાં જાહેર કીધું છે કે:-"જ્યારે અહુરમઝદે ઝરથુશ્ત્રનું ખાકી બંધારણ બનાવ્યું, ત્યારે ઝરથુશ્ત્રનાં તનનું તત્વ જે અહુરમઝદની નઝદીક હતું[7] તે ત્યાંથી પેલાં ખાકી બંધારણ તરફ ગયું; ત્યાંથી આગળ વધી ખોરદાદ અને અમેરદાદ[8] તરફ ગયું, અને ત્યાંથી તે વાદળાંઓ[9] સુધી દોડ્યું; તે પછી વાદલાંઓમાંનું પાણી ફરી ફરીને[10] મોટાં ટીપાંઓમાં ગરમ ગરમ[11] નિચે ટુટી પડ્યું,[12] અને તેને લીધે ગાય ઢોર[13] તથા માણસોની ખુશાલી (વ્યાપી રહી)-તે ટીપાં

---

(૧) **આસન ઝક્-હર્વિસ્પો.** (૨) **અઝફુન્તન** "અનાજ કાપવો", "પાક એકઠો કરવો." (૩) **પવન અવાગીહ પવન અવાગીનીદ**; અસલ અર્થ "પોતાની મદદથી ટેકો આપ્યો; અવસ્તા **અવ** "મદદ કરવી." એટલે કે, "પોતાની પીઠ ઉપર તે ટેકવીને લાવ્યો." (૪) સરખાવો ફા૦ **તુષહ વ ગુશહ,** "ખોરાક અને રહેઠાણ." (૫) **હૂ-રવાખ્મીહ;** અવ. **રવંઘહ.** "સુખ," "ખુશાલી." (૬) **કાર્ વ દીના.**

(૭) **પીશ્ નઍમગ ઈ અહુરમઝદ.**

(૮) યાનેકે, પાણીઓ અને ઝાડપાન તરફ.

(૯) **હૂ-અબ્ર,** અવ૦ **અબ્ર,** ફા૦ **અબર.** (૧૦) સરખાવો ફા. **નઉ-બ-નઉ.**

(૧૧) એ વાંચણ DM. મુજબ છે. પણ **ગર્મૂગ્**નો અર્થ "વરસાદની કમાન" બી થાય છે. ડા. વૅસ્ટ એને **બુન્દગ્ ગર્મૂગ્** વાંચી તેનો અર્થ "પુરતું ગરમ" કરે છે.

(૧૨) **ફ્રુદ દેબ્રૂનાં** (**ફ્રુદ દેબ્રૂન્ત્** ને બદલે) "નિચે લાવવામાં આવ્યું." વરસાદની રૂતુ નહિ છતાં ફરીફરીથી તેમ બન્યું.

(૧૩) સેમેટીક શબ્દ **કીશ,** ઘણો ખરો ઘેટાં બકરાંને માટે વપડાએ છે.

છુટા ફરીને ચરતા[1] અને ફલંગ મારી દોડતા[2] એક ગોધાનાં તોખમ જેટલાં મોટાં હતાં–જે વરસાદનાં ટીપાં પડવાથી સઘલી જુદી જુદી જાતના છોડવાઓ ઉંચે ઉછડી આવ્યા; જ્યારે (વરસાદના ટીપાંઓ) એક છોડવા ઉપરથી બીજા ઉપર, અને સુક્કાં ઝાડ ઉપર પણ પડ્યાં[3], ત્યારે તેને તેજ વખતે ઝરથુશ્ત્રનું ખાકી તત્વ તે પાણીમાંથી ઝાડપાનમાં દાખલ થયું હતું."

(૩૯) (બીજો એક) મોજેજો જે જાહેર થયલો છે તે એ કે વરસાદનું પાણી નિચે પડવા[4] પછી ઝરથુશ્ત્રનું તત્વ તેમનાં માબાપનામાં દાખલ થાય એવી ધારણાથી અમેશસ્પેંદો તરફથી પઓઁરૂશાસ્પને છ સફેદ ગાયો, જે પીલા કાણવાલી (હતી તેઓ)ને પેલા છોડવાઓ તરફ હંકારી લઈ જનાર બનાવ્યામાં આવ્યો. (૪૦) અને અહીં એક ઉમદા મોજેજો જાહેર થયો, જેમ દીનમાં જણાવ્યું છે કેઃ "તે છ ગાયોમાંની બે ગાયો જે ગર્ભવંત નહતી[5] તેઓમાં પવિત્ર દુધ[6] આવ્યું, અને પેલા છોડવામાંથી થઇને ઝરથુશ્ત્રનું તત્વ પેલી ગાયોમાં ગયું, અને તેઓનાં દુધમાં ભેલાયું." (૪૧) અને તે પઓઁરૂશાસ્પને ગાયોને પાછી હાંકી લાવનાર તરીકે (અમેશસ્પેંદોએ) બનાવ્યો, જેણે દુગદાઉબને નિચે મુજબ કહ્યું: "ઓ દુગદાઉબ! પેલી ગાયોમાંની બે જે હમેલદાર ન હતી, તેમજ જેઓએ બચાંને જન્મ આપ્યો નથી, તેઓમાં દુધ ભરપુર આવ્યું છે, તે ગાયો જે આખે દુન્યાની કોઇબી ગાયોની મગરૂરી સમાન, એટલે સર્વેથી સરસ છે, તેઓને તું દોહ."[7] (૪૨) દુગદાઉબ ઉઠી ઉભી થઈ, અને દુધ દોહવવાનું વાસણ[8] જે ચારે બાજુથી[9] (દોરીથી) સીકડેલું[10] હતું, તે લઇને

---

(૧) **વર્તિશ્ન.** (૨) અથવા **ઝરીતૂન્તાર**, "ખેડુતનાં", પહલવી **ઝરીતૂન્તન** એટલે "બી વાવવાં" "ખેતી કરવી."

(૩) સરખાવો ફા૦ **શસ્તન**, "નાંખવું."

(૪) **સૂબ્–આરિશ્ન**, બેહતર વાંચણઃ **સૂબ્–આવરિશ્ન**, અથવા **સૂબ–બારિશ્ન**; સરખાવો ફા. **સૂબ**, "પાણી" અને **બારિદન**, "વરસવું," એટલે "વરસાદનાં પાણીનું વરસવું."

(૫) **અ–ઝર્ખૂન્તગ્**, "જેને કદી ફરજંદ થયાં નહતાં."

(૬) **હુ–પઍમ;** જે પવિત્ર પરિણામ નિપજાવવા માટે એ દુધ પેદા કર્યું હતું તેને લીધે તે દુધને "સારૂં (પવિત્ર) દુધ" કહેવામાં આવ્યું છે.

(૭) અવ. **દુધ**, સંસ. **દુહ**, ફા૦ **દૂશીદન** "દોહવવું," "દુધ કાઢવું."

(૮) **દીગ્**, "દેગ", "તામરી"

(૯) અવ. **ચથ્રુશ.** (૧૦) **નિઊઝીહેદ**, સરખાવો ફા૦ **અઊઝીદન**, "સીકામાં ટાંગવું," "લટકાવવું."

પેલી (ગાયોમાં) જે ઉમદા દુધ હતું તે દોહ્યું, અને તે દુધમાંનો ઘણો ભાગ પવિત્ર અમેશાસ્પેંદો અને યઝદોની યાદ કરી તેઓને અર્પણ કરવા (આસપાસ)[1] ઢોલી નાખ્યો, અને તે દુધમાં ઝરથુશ્ત્રનું બાકી તનનું તત્વ હસ્તી ધરાવતું હતું.

(૪૩) જ્યારે પેલો દુશ્મન (અહરમન) પેલાં દુધને નાબુદ તથા નકામુ બનાવવા કોશેશ કરતો હતો ત્યારે એક (બીજો) મોજેજો જાહેર થયો, જેમકે દીનમાં કહ્યું છે કેઃ-"એ ઉપરથી તુરતજ તે વખ્તે દેવોની એક મજલસ બોલાવવામાં આવી,[2] અને પેલો દેવનાંમ દેવ (અહરમને) તે મજલસને નિચે મુજબ કહ્યું[3] કેઃ 'તમો દેવો તદન આંધળા છેઓ; એક તાજો અને વળી ઉચો ખોરાક બની ચુકયો છે, યાને કે જે બનાવતમાંથી તે આદમી કે જે અશો ઝરથુશ્ત્ર થશે તે બનાવવાની શરૂઆત થઈ ચુકી છે;[4] તમારામાંથી કોણ તેનો એવી રીતે નાસ કરવા કબુલ થાઓ છેઓ કે જેથી તે પુરૂષ માણસાઇમાંથી જતો રહે,[5] એટલે કોણ તેને તદન નિર્બળ કરે."[6] (૪૪) ચીશ્મગ[7] જે બુરાં જ્ઞાનથી ભરપુર[8] હતો, તે નિચે મુજબ બોલ્યોઃ "હું તેનું મોત લાવવાનું માથે લેવું છું;" અને ૫૩ દેવો જે ચીશ્મગને લગતા કરપો હતા તેમની સાથે (ઝરથુશ્ત્રને મારવાને) તે ધસ્યો. (૪૫) અને તેણે તે સ્પીતામનાં ગામને થોડે ભાગે ખણીખોદી નાંખ્યું, અને થોડે ભાગે ફેરફાર કરી તે ગામને નુકશાન

---

(૧) **બોલા યઝદાંન બરા યેહબુન્તન.** ડા. વૅસ્ટ મુજબનું વાંચણ લેતાંઃ **ઑલા-શાંન્ બરા યેહબૂન્ત.** "તેઓએ જે આપી દીધું તેનું."

(૨) સરખાવો અવ. **દવત** (ધાતુ દુ, "ખરાબ આદમીઓનું ઉચ્ચારવું," "બુરાં માણસનું બોલવુ").

(૩) DM. **દવચીત્**, (પહલવી **દ્રાચીદન** ના શબ્દરૂપ પ્રમાણે) "મોટેથી બુમ પાડી કહ્યું" (ખાસ કરી બુરા લોકોની બુમ).

(૪) **અઇધ્ સાખ્તન્ હન્બેતૂન્ત.**

(૫) વાંચણુઃ **અન-મર્દૂમ**, જ્યાં સુધી તેનું માણુસાઇપણું તદન જતું રહે ત્યાં સુધી. ડા. વૅસ્ટ.-**અવો મર્તૂમ,** "માણુસજાત માટે" એમ વાચે છે.

(૬) **અધધ ખ્વાર્તર અકાર કર્દન.**

(૭) એ નામ **બુન્દહિશમાં** પણ (બાબ. ૨૮, ફકરો ૧૮૫) મળે છે; "**ચીશ્મગ્ ઝક મૂન ઝિન્દગ વષ્દૂનેદ વ વાત્ ગેર્દગ-ઇચ વબીદૂનયૅન, ઑલ પતીયારગીહ ઇ અવર વઝલૂનેદ,** "**ચીશ્મગ** એટલે તે દેવ કે જે જીવતાં આદમીઓને પકડે છે, પછી વંટોળ્યો પેદા કરે છે, અને તેઓનો નાસ કરવા માટે તેઓ ઉપર તે ફુકાવે છે."

(૮) **દૂશ્-દાનાગ્.**

કીધું; ધંધાદારી કામ કરનારાઓને અને દોસ્ત આશ્નાઓને[1] તેણે જુદા પાડયા, તે ગામનાં લોકોનાં કદાવર બાંધાને[2] તેણે તોડી નાખ્યો, તેમ જ તેઓની જે અસંખ્ય ખુબીઓ[3] હતી તે સઘળીનો નાસ કીધો, એટલે કે તેનાથી આખાં ગામને પાએમાલ[4] કરવામાં આવ્યું હતું.

(૪૬) એવું જાહેર થયેલું છે કે ત્યાર પછી પઓરૂશાસ્પે પેલો હોમ દુગદાઉબ પાસેથી પાછો માંગ્યો, અને તે તેણે છુંદયો (કમ્બીદ) અને પેલાં ગાયનાં દુધ સાથે ભેળી નાખ્યો કે જેમાં ઝરથુશ્ત્રનું ખાકી તત્વ આમેઝ થયેલું હતું; અને અહીં ઝરથુશ્ત્રનું ફ્રરોહર અને તેમનું ખાકીતત્વ બેઉ સાથે જોડાયલાં બન્યાં.

(૪૭) એક મોજેજો એવો જાહેર થયેલો છે કે જ્યારે હોમ અને દુધ એ પ્રમાણે સાથે ભેલવામાં આવ્યાં,[5] અને અહુરમઝદની એક ફતેહ દેખાડનારૂં તે (મિશ્રણ) બન્યું,[6] ત્યારે પઓરૂશાસ્પ તથા દૂગદાઉબ તે પીણું તુરત ગટગટાવી ગયાં;[7] અને હીઆં ઝરથુશ્ત્રનાં ખોરેહ, ફ્રરોહર, તેમજ ખાકીતત્વનું જોડાણ સામટું બેઉ માબાપમાં[8] ઉતર્યું. (૪૮) દીનમાં કહેવામાં આવ્યું છે તે મુજબ, એક મોતેબર ચમત્કાર તે પછી તે બેઉ જણાને જાહેર થયો:–"એ પછી તેઓ બેઉ જણા પહેલીજવાર એક પુત્ર માટે ખાહેશ રાખતાં હમ્બીસ્તર થઈ જોડાયા,[9] જ્યારે બદકારીની[10] ઘાટકી જબાનથી[11]

---

(૧) **હમ્–પત્–ખૂર્**, અવ૦ હમ+પઇતિ+ખરેથ, "જેઓ સામ સામે બેસી ખોરાક ખાતા હોય તે." ઉપલી પહલવી એબારતમાં એ શબ્દ અવ૦ **પઈતિશ્–ખરેન** સાથે સરખાવી શકાતો નથી, કારણ કે તેનો અર્થ અવસ્તામાં "જડબું", અથવા "ગાલ" થાય છે.

(૨) અવ. **સ્તુન**, "સ્થંભ."

(૩) **અમાર** (અવ. **મર**, "સંખ્યા ગણવી") **અફ્રાજીહ**

(૪) **લખ્વાર–કર્દ**, સરખાવો ફા૦ **બાઝ કર્દન**, "તોડી પાડવુ" "ભાંગી નાંખવું."

(૫) **અગવીન ઑલ હમ–મદ્.**

(૬) **ઑલ અઉહરમઝદ વીનદીહ પેગવીમૂનાદ**; અવ૦ **વિન્દ**, "જીતવું."

(૭) **ફ્રાજ ખ્વારીદ.** (૮) **બઍન ૨ અબૂ.** અહી **"દો અબૂ"** શબ્દોને ડા૦ વૅસ્ટ સાથે લઇને **ગબરા** "આદમી" વાંચે છે.

(૯) **લાલા નીવઝીદ હવા–અન્દ**, સરખાવો અવ૦ **નિ–વઝ** અથવા **ઉપ–વઝ્**, "લગનના ગાંઠથી જોડાવું," "બગલગીરી કરવી."

(૧૦) **વિનાસ–ગારીહ.**

(૧૧) **મર ગુબિશ્નીહ**, સરખાવો અવ૦ **મર્ઘ્ય**, "સાંપ," "અઝદાહ."

દેવો પોકાર[1] કરવા લાગ્યા કે: 'ઓ[2] પઓંરૂશાસ્પ! તું આએ શું કરે છે?' જે ઉપરથી[3] શરમીંદા આદમીઓની માફક તેઓ ચમકીને ઉઠયાં.[4] (૪૯) અને બીજી વખતે તેઓ હમબીસ્તર થયાં કે તેઓને દેવોએ બુમ પાડી બદકારીની ઘાટકી જબાનથી ઉપર પ્રમાણે કહ્યું, જે ઉપરથી શરમીંદગીભર્યા આદમીઓની માફક તેઓ પાછાં ચમકીને ઉઠયાં. (૫૦) અને ત્રીજી વખત તેઓ એક પુત્રની ખાહેશ ધરાવતાં હમબીસ્તર થયાં કે દેવોએ બદકારીની ઘાટકી જબાનથી (ઉપર મુજબ) પુકાર કર્યો, અને તેથી શરમીંદાં થએલાં માણસો માફક તેઓ ચમકીને પાછાં ઉઠયાં. (૫૧) અને તેઓએ (દેવોનાં એ પોકાર) વિષે એક બીજા સાથે વાત કીધી, અને પોતાનાં ભલાં કામમાં પાછાં મંડયા, અને તેઓએ ખાવંદ અને ઓરત તરીકે ફરજ અદા કીધી;[5] યાને કે તેઓ એકમેકને પાસામાં દાબી રાખીને બોલ્યાં કે: 'આ નેમ પાર પાડયા વીના[6] આપણે થોભીશું નહિ-ગમે તે બી થાય, ગમે તો રાગ કે નઓંદર બેઉબી સાથે થઇને આવે[7] તોબી આપણે અટકવું નહિ.' (૫૨) પછી તે આદમીના તનનું બંધારણ થયું કે જે પવિત્ર ઝરથુશ્ત્ર તરીકે (જન્મ પામનાર હતો); અને એ પ્રમાણે (આ દુન્યામાં) ઝરથુશ્ત્રના ખોરેહ, ફ્રેોહર અને બાકીતત્વ (ત્રણે)નું જોડાણ તેમના માદરના હમેલ (ગર્ભસ્થાન) માં[8] થયું."

(૫૩) એક (વધુ) મોજેજો જે જાહેર થયેલો છે તે એ છે કે માએના ગર્ભ[9]માં ઝરથુશ્ત્રનો હમેલ રહેવા પછી દેવોએ ઝરથુશ્ત્રનું મોત તેમના માદરના હમેલમાંજ

---

(૧) સરખાવો અવ૦ **ખ્રુસ**, "બુમ પાડવી," ફા૦ **ખ્રૂસીદન**. DM. મુજબ **ખ્રૂસીચ** અથવા **હર્વિસ્પ.**

(૨) **હના** શબ્દ અહી **અઓં** ને બદલે વપડાએલો છે.

(૩) **પવન ઝક.** (૪) સરખાવો અવ૦ **ઉસ્પત.**

(૫) વાંચણ **હાર-સુફ્ત,** અસલ અર્થ "મોટીમાં નાકા પાડ્યા," "મોટી વિધ્યાં.

(૬) **અ-વઝિશ્નીહ.**

(૭) એ એક અસલી ઇરાની કહેવત છે; એનો ભાવાર્થ એક પુરૂષનું કોઇ ચીજ કરવા માટેનુ મક્કમપણુ, અને બાહેરની અસરોને તાબે રહી તે છોડી ન દેવાની ખાસ્યત દેખાડે છે. **રાગ વ નઓંદર,** ફારસી ભાષાની રૂઢી મુજબ, "કઈ અપસુકન ભરી ચીજ, યા ભલતી ન ધારેલી આફત" એવો અર્થ ધરાવે છે.

(૮) સરખાવો અવ૦ **બરેથ્રિથ્ય;** જુઓ **યઝિશ્ન**, હા ૨૩ મો, ફકરો ૧૦ મો.

(૯) **અમીતર અશકુમ,** સરખાવો ફા૦ **શેકમ,** "પેટ."

નિપજાવવા નવેસરથી ભયંકર કોશેશો કીધી; અને તેમને જન્મ આપનાર (માતા)ને[1] તીક્ષણમાં તીક્ષણ તથા સખ્ત દુખાવા સાથનાં દરદો મારફતે માંદગીભર્યાં કીધાં, (જેથી તેણી એટલી બધી દુઃખી થઈ કે) આખરે તેણીએ દુઃખોના[2] ઉપાય માટે જાદુગર વૈદોની સલાહ લેવા ઇચ્છા દેખાડી. (૫૪) અને આ વખતે એક મહાન મોજેજો જાહેર થયો, જેમકે (તે વિષે) દીનમાં કહ્યું છે કે: "એજ વખતે એક (મીનોઈ) અવાજ પવિત્ર યઝદી રૂહો તરફથી ત્યાં તેણીને આવ્યો; દક્ષિણ દિશાએથી, અહુરમઝદ તથા અમેશાસ્પેંદો તરફથી, નિચે મુજબ (સંભલાયું) કે:–'અએ કન્યા![3] જો[4] તારે કેઠે આગલ જવુંજ હોય તો તે (જાદુગરો) તરફ ના જા, કારણ કે તેઓ તરફની કોઇબી ચીજ,[5] જે તેમની જાદુઈ વૈદક સારવારથી સારૂં કરવાને (વપડાય છે) તે,[6] જીવલેન હોય છે; તારા બેઉ હાથો બરાબર પાક કર,[7] યાને પવિત્ર સ્નાન (નહાન) લે, અને તે પવિત્ર હાથોથી સુક્કાં લાકડાં લાવ, અને તારાં બાળકની સલામતી ખાતર તે ઉપર આતશ સલગાવ અને ગાયનાં ઘીની[8] અંદર ગોશ્ત પકાવ;[9] અને તારા (ગર્ભની સલામતી) ખાતર આતશ રોશન કરી તેનો સેરવો[10] તે આતશ ઉપર બનાવ; અને તે ખાતરજ વખતસર તે સેરવો તારે પી જવો,[11] અને તેથી તું સાજી થશે." (૫૫) તે ઉપરથી તે અબળાએ તનને પવિત્ર કર્યું,[12] અને જેમ તેણીએ સાંભળ્યું હતું તેમજ બજાવ્યું, અને (તેથી) તેણી તંદરૂસ્ત થઈ.[13]

---

(૧) **ઝક્ ઝીઅશ બૂર્દાર.**

(૨) ડા૦ વેસ્ટનું વાંચણ DM. મુજબ **ખ્વાયિશ્નીહ,** "ઇચ્છવાજોગ (દવા યા ઉપાય)"; પણ **અન–આસાનીહ** બોલ અહી વધારે બંધબેસ્તો લાગે છે.

(૩) સરખાવો અવ. **ચરાઇતી, ચરાઇતિકા.**

(૪) **મૂન** શબ્દ અહી **અમત**ને બદલે આવેલો છે.

(૫) યાનેકે "તેઓ તરફથી મળતી દરેક ચીજ.

(૬) **પવન યાતૂગ બઝેશ્ગીહ બઍશાઝિશ્નીહ.**

(૭) **ફ્રાજ્ યદા ખલ્લૂન;** અસલ અર્થ "હાથ બરાબર ધો;" ફા૦ **દસ્ત શુસ્તન** "કોઇ ચીજનો ભોગ આપવો," "કોઇ ચીજ ઉપરથી હાથ ઉઠાવવો," "તજીદેવુ."

(૮) **માષ્યા,** "માખણ". (૯) સરખાવો ફા. **બિરશ્તન, "પકાવવું."** (૧૦) સરખાવો ફા. **તાબેશ, તાબીદન,** "રસ નિચવવો," અથવા "મજબુત બનાવવુ." બી થઇ શકે.

(૧૧) **પાઍમેશ,** સરખાવો ફા. **બાદ પએમૂદન,** "દારૂ ગટગટાવી જવો."

(૧૨) **ફ્રાજ યદા ખલ્લૂન્ત.** (૧૩) સરખાવો **"ઝાદસ્પરમના ચુંટી કાઢેલાં લખાણો,"** બાબ ૧૪ મો, ફકરા ૫.

(૫૬) જ્યારે ઝરથુશ્ત્રના જન્મ પામવાને ખોરશેદની ચાલ પ્રમાણે[1] ત્રણ દીવસ રહ્યા હતા ત્યારે એક મોજેજો ઘણાકોને જણાયો, જે એવો હતો કે હમેશના કુદરતી ધારા મુજબ ખોરશેદ ઉગતી વેળા તેની આબાદી ભરી રોશની[2] જમીન ઉપર પહેલાં પંથરાય છે, અને તે પછી ખોરશેદનો આકાર જાહેર થાય છે, અને જેમ દીનમાં કહ્યું છે તે મુજબ: "તે છેલ્લી ત્રણ રાતો દરમ્યાન જ્યારે ઝરથુશ્ત્ર પોતાની માએના પેટમાં હતો ત્યારે, યાને કે તે જન્મ પામ્યો તે અગાઉની ત્રણ રાત દીવસો સુધી, પઑરૂશાસ્પનું ગામ આખુ રોશનીથી ઝલકી રહ્યું હતું. (૫૭) તે ઉપરથી સ્પીતામના કુટુંબના ઘોડાના સરદારો અને ત્યાંના ગાય ઢોરના રખેવાલો (ગભરાઇને તાંહથી) નાહસી જતાં[3] બોલ્યા: 'અલબતે પઑરૂશાસ્પનું ગામ આથી નાસ પામવુંજ જોઇએ, અને મોટાં રોશ્નીનાં ભદકાં જે દરેક ખુણે ખુણે[4] હમણા જણાએ છે, તેના ગભરાતથી પઑરૂશાસ્પનું આખું ગામ ડરી ગયું છે.'[5] (૫૮) તે પછી (જ્યારે તેઓનો ગભરાત કમ થયો ત્યારે) ગામની અંદર પાછા દોડી આવતાં તેઓ એમ બોલવા લાગ્યા કે: 'પઑરૂશાસ્પના ગામનો નાશ થનાર નથી, જો કે દરેક ખુણામાં અને દરેક ખાંચામાં પસરી રહેલી ભભુકદાર રોશનીનાં ધભરાતથી તે ગામના લોકો બીહ ગયા છે; એ ગામમાં અને પેલાં ઘરમાં પેલા ખોરેહમંદ[6] પુરૂષનો જન્મ થયો છે.'"

(૫૯-૬૦) (બીજા) મોજેજાઓમાં નિચલો પણ એક હતો, કે જ્યારે ઉમદા ખોરેહવાળા તે નરના જન્મ બાબેના મોજેજા જેવાં કાર્યની ખબર પહેલાં (આ દુન્યામાં) આગળ વધી, ત્યારે તે જમશેદ અને બીજા પ્રખ્યાત નરો જેમને પવિત્ર યજદાં તરફથી ઉચી કીર્તીએ પહોંચાડવામાં[7] આવ્યા હતા, તેઓના વચણોની મારફતે તે ખબર ફેલાઈ હતી; જે વચણોમાં જમશેદે દેવોને કહ્યું હતું કે: "અહીં (આ દુન્યામાં) પવિત્ર અને અશો ઝરથુશ્ત્ર જન્મ પામશે, જે પુરૂષ તમો દેવોની અંદર, તમો જે

---

(૧) **આઇનીનગ ઈ હુવરે-શચૅત**, અસલ અર્થ "ખોરશેદનો આયનો", અથવા "સૂર્યના આરસીનો તકતો." ફારસીમાં ખોરશેદ ને **આઈનહ-ઈ-આસ્માન**, "આકાશનો આયનો" કહે છે. અહી એવો ભાવાર્થ છે કે "સૂર્યના પચાંગ મુજબ ત્રણ દીવસ બાકી હતા ત્યારે."

(૨) અવ૦ **ફ્રાષ્મિ (ફ્રાંશ)** "આબાદી કરતી," યા "વધારો કરતી." સરખાવો અવ૦ "**હચ હૂ વક્ષાત્ આ-હુ-ફ્રાષ્મો-દાતોઇત્**.

(૩) કસબાને સર્વે ઠેકાણે રોશનીથી ચળકતો જોઇને. (૪) **વિસ્પ સૂરાગ.**

(૫) **પવન આસીપિશ્ન આસીપ્ત યેચ્વીમૂનેદ.**

(૬) **રાએ-આઑમંદ.** (૭) **મદમ અશ્નિનીહ.**

કામો કરો છો તે બાબે બેપરવાઈ ફેલાવશે, એટલે કે તમારામાં લાચારી (ઉદાસીપણુ) પેદા કરીને બેકારી લાવશે, અને આતુરતાઈ વિનાના[1] તમોને બનાવશે, જેથી તમો કોઇબી ચીજ પોતાને માટે માગી શકશો નહિ, અને તમારે ખાતર કોઇબી બીજો પુરૂષ કંઈ માંગનાર નથી."

(૬૧) એવું જાહેર છે કે ઝરથુશ્ત્રનાં ચઢતે દરજ્જેનાં જન્મની ખબર, અને તેની ભવિષ્યની આગાહી કહેવાની શકતી[2] વિષેની વિખ્યાતી જાણીતા પુરુષો, જેવા કે જમશેદ, ફરેદુન અને બીજા દાનાવ લોકોએ જાહેરમાં ફેલાવી હતી; તે ઉપરાંત પાક હસ્તીઓ (યઝદો)એ ગોસ્પંદોની ઝબાન મારફતે[3] તે ખબર આ દુન્યામાં ફાહેશ કીધી હતી,[4] અને એવા ઇરાદાથી તે ફેલાવી[5] હતી કે તેની પએગંબરી શકતિનો પુરાવો તેઓબી આપે. (૬૨) તેની મીસાલ એકે, જેમ (દીનમાં) જણાવવામાં આવ્યું છે તેમ, કર્ઓ-ઊસનાં (કૅઅ-કાઉસનાં) રાજ્યમાં એક ગોધો[6] હતો, અને યઝદી

---

(૧) **અખ્વાયિશ્નીહ,** યાનેકે "જીજ્ઞાસા વિનાનુ," "વગર મજાહનુ," અવ૦ **ઇશ,** "ઇચ્છવું." (૨) **વક્ષ્વરીહ.**

(૩) **હૂઝૂવગીહ-અસ્ત,** "બોલાયલા હતા," સરખાવો અવ૦ **હિઝ્વ,** "ઝબાન;" જુઓ **વંદીદાદ,** ફરગર્દ ૧૯ મી, જ્યાં **હુઝવા-ધયત,** ઝરથુસ્ત્રના બોલવા વિષે વપડાયલો છે.

(૪) વાંચણુ: **દેશ્નુન્ત.** DM. મુજબ, **સ્રૂત;** એમ લેતાં અર્થ. "અને વળી ગાયદોરની ઝબાંનમાંથી તેઓથી સાંભળવામાં આવ્યો." ડા૦ વૅસ્ત નિચે મુજબ તરજુમો કરે છેઃ-"પણ પવિત્ર હસ્તીઓનું બોલવું દુન્યામાં જુદે જુદે ઠેકાણે રહેતાં જાણવરોની ઝબાંન મારફતેબી સાંભળી શકાય છે."

(૫) સરખાવો અ૦ **સ્તૅર,** ફા૦ **ગુસ્તર્દન.**

(૬) **કર્ઓ-ઉસ**ના ગોધાની અને **સ્રોત**ની વાત **દીનકર્દ** પછી લખાયલાં પહલવી **"ઝાડસ્પરમનાં ચુંટી કાઢેલાં લખાણો"** માં વધારે સંપૂર્ણ રીતે આવેલી છે (જુઓ બાબ ૧૨ મો).-"દેશ માંહેલા અથોરનાનોની અરજને અનુસરીને, તથા એક ઉભો થયેલો કજીઓ દાબી દેવાના હેતુથી, દાદાર અહુરમઝદે ઇરાન માટે એક મોટા કદનો ગોધો પેદા કીધો, જેની મારફતે તેની ખડીનાં જમીન ઉપર ચાલતાં પડેલા આકાર ઉપરથી ઇરાન અને તુરાન વચ્ચેની હદ દેખાડવામાં આવતી હતી. તેને કર્ઓ-ઊસએ જંગલમાં રાખ્યો હતો". (વળી તેમાં એમ જણાવેલું છે કે) "સાત ભાઇઓ હતા, જેઓમાંના સાતમાનું નામ **સ્રીત** હતું, તે સર્વથી મોટા કદનું શરીર અને અંગબળ ધરાવતો હતો. કર્ઓ-ઊસના ઉમરાવો તથા ઘણીક બાબદોથી માહીતગાર પુરૂષોમાંનો તે એક હતો. કર્ઓ-ઊસએ તેને પોતાની હઝુરમાં બોલાવ્યો, અને નિચે મુજબ ફરમાવ્યું:-"તું જા, અને પેલા ગોધાને જંગલમાં લઈ જઈ મારી નાખ!"...

મદદથી તેના શરિર ઉપર નુર ફેલાયલું હતું, જ્યારેબી ઇરાન અને તુરાનની સરહદ બાબે કંઈ તકરાર ઉભી થતી ત્યારે તે ગોધાને લાવવામાં આવતો, અને ઇરાન તથા તુરાન વચ્ચેની સરહદ તે ખરી રીતે બતાવી આપતો. (૬૩) અને પરિણામ એ આવતું કે, જે કજ્યામાં (ગુનાહ તરીકે) ઠગાઈ થઈ હોય, તેમાં ફેસલો કરવા એક ઇરાની જ્યારે તુરાની સામે અરજ કરતો તે વખતે ખચીત પેલા ગોધાથી બતાવવામાં આવેલી સરહદને લીધે પેલો તુરાની હમેશાં લુચ્ચો માલુમ પડી આવતો, અને ઇરાનીઓ તરફથી તેને માર પડતો; એને લીધેજ તે (તુરાની-ઓની) સંઘલી અદેખાઈ કર્અ-ઊસ સામે અને તેની મીલકત વિષે ઉસ્કેરાયલી હતી; અને તે (પાદશાહ)ની એ અજાયબ જેવી દોલતને ખાતર તુરાનીઓએ પેલા ગોધાને મારી નખાવી તેનો નાશ કરવા એક યોજના ઘડી, અને જાદુઈ અને મન્ત્રથી કર્અ-ઊસના મનને તે ગોધા સંબંધી ગુંચવાડામાં નાખ્યું; જે ઉપરથી તેણે એક લડવૈયો જેનું નામ **સ્રીત** હતું તેને હુકમ કીધો કે પેલા ગોધાને કતલ કરવો, અને તે આદમી પેલા ગોધાને મારવાને બાહેર પડયો. (૬૪) અને અહીં એક મહાન ચમત્કાર પેલા ગોધા તરફથી જાહેર થયો, જેમ દીનમાં કહ્યું છે તેમઃ—"એક નોંધવા જોગ જવાબ તે ગોધાએ તેને મોઢે બોલી દેખાડ્યોઃ—'અએ **સ્રીત**! તું મને ના માર, તારા વદવાઓની સાતમી પેહડીનો તું છે; જ્યારે ઝરથુશ્ત્ર જે સવાબનો ઘણોજ ખાહેશમંદ છે તે તનોમંદ દુન્યામાં આવશે, અને જ્યારે દીન મારફતે

---

...પેલા ગોધાને જબેહ કર્યા બાદ........સ્રીત પાછો ફરી કર્અ-ઊસ આગળ આવ્યો, અને તે કેમ બન્યું તેની ખબર કીધી, તથા અરજ કીધી કે તેણે (કર્અ-ઊસએ) તેની (સ્રીતની) જીંદગીનો અંત લાવીને એ કામ પૂરૂં કરવું; કારણ કે (તે બોલ્યોઃ) "મારી જીંદગી હવે મનગમતી નથી." કર્અ-ઊસએ જવાબ વાલ્યોઃ "શું હું તુને મારૂં, એવી કંઈ ધારણા નહતી!" જે ઉપરથી સ્રીત બોલ્યોઃ "જો તું સાહેબ મને કતલ નહિ કરશે તો હું તુને મારી નાખીશ." કર્અ-ઊસએ જવાબ વાલ્યો; "મને મારતો ના, કારણ હું તો દુન્યાનો પાદ-શાહ છું." કર્અ-ઊસ આગળ સ્રીતએ એટલી આજરખ્વાહીથી જીદ કીધી કે પાદશાહને નિચે મુજબ હુકમ કરવાની ફરજ પડીઃ "પેલાં ચોક્કસ જંગલમાં જા, ત્યાં કુતરાનાં આકારમાં એક દાકન રહે છે, તે તુંને મારી નાખશે." સ્રીત તે જંગલમાં ગયો અને તેણે કુતરાના આકારમાં પેલી જાદુગરણીને જોઈ, અને તેણીને એક ફટકો મારતાં બે ભાગમાં તે વહેંચાઈ ગઈ, અને એમ વહેંચાયલા ભાગોને ચાલુ માર્યા કરતાં આખરે તેઓ એક હજાર બન્યા; જેઓના લશ્કરે સામટાં બની સ્રીતને તેજ જગ્યાએ મારી નાખ્યો." જુઓ S. B. E., વૉલ્યુમ ૪૭ મું, પાના ૧૩૫-૧૩૮.

તારાં બુરાં કામો તે જાહેર કરશે ત્યારે તારી કીનાખોર ખાસ્યત માટે તું પસેમાન થશે; અને તારા આત્માને એવું દુઃખ નડશે કે જેને લગતો શ્રાપ નિચલા ફકરામાં આવેલો છે, 'જ્યારે તેનું મોત આવશે, ત્યારે તેને વદગ[1] અથવા એવાજ બીજાઓનો ફેજ મલશે," (૯૫) એમબી જાહેર થયેલું છે કે પેલા (સ્રીત) પુરૂષે જ્યારે ગોધા તરફનો એવો ચમત્કાર જોયો ત્યારે તેણે તેને માર્યો નહિ,[2] પણ તે કર્અ-ઊસ (કર્અ-કાઉસ) આગલ પાછો ફર્યો અને પોતે જે જોયું હતું તે વિષે તેને વાકેફ કીધો. (૯૬) દેવો અને જાદુગરો તરફથી જે ભમાવનારી ફરેબ-બાજી કર્અ-ઊસની તરફ કરવામાં આવી હતી, તેને લીધે તેણે તેજ(સ્રીત) ને પેલા ગોધાને મારવાનો પાછો હુકમ કીધો, અને તે પુરૂષ બીજી વાર ગોધા તરફ ગયો; જોકે તેણે (ગોધાએ આગલ માફક) ઘણીક વિગટે બોલવાનું ચાલુ રાખ્યું છટાંબી[3] પોતાનું ધ્યાણ ત્યાં નહિં આપતાં તેણે (સ્રીતએ) ગોધાને મારી નાખ્યો.

(૯૭) વળી ગાવ્યોદાદ[4] (એટલે, પહેલાં એકલા પેદા કરવામાં આવેલા ગોધા) વિષે એવું જાહેર થયેલું છે કે અહરમન તરફથી આવેલા ફટકાની સામે થતાં[5] તે નિચે પ્રમાણે બરાદ મારીને બોલ્યો હતોઃ—"ઓ અહરમન! તું બુરાઇનું જ્ઞાન

---

(૧) સરખાવો અવ૦ **વધઘન,** એક બુતપરસ્ત તુરાની પાદશાહનું નામ, જે ઝર-થુશ્ત્રની આગમજ થઈ ગયો હતો. એજ અઝીદહાક (ઝોહાક) નું બીજુ નામ છે. **દાદિ-સ્તાને દીની**ની પુરસેશ ૭૧ અને ૭૭ માં વધઘ્ન નામ ઝોહાકની માએનું છે. વળી પહલવી મીનાખેરદ (બાબ ૫૭, ૨૫) માં **વધગાન** પાદશાહ તે **દહાગ** પાદશાહ પોતે છે.— "(કર્પીન ગુનાહો કરનાર બદકાર આદમીઓમાંની) એક તે **વદગ,** જે ઝોહાકની માએ હતી, જેનાથી પહેલ વહેલાં (આ દુન્યામાં) જનાકારી કરવામાં આવી હતી (યાને બદફેલી શરૂ થઈ હતી)."

(૨) અસલ અર્થ. "જ્યારે તે માણસ પેલા ગોધા તરફથી એવા મોજેજાની ખાહેશ રાખે છે, ત્યારે તેને તે મારતો નથી."

(૩) **અમત કબદ-ઇચ ઝક ગુબિશ્ન દેશ્રૂનાં.**

(૪) પહલવી. **તોરા ઇ અએવગ-દાદ,** "પહેલ વહેલાં પેદા થયલો ગોધા;" જેમાંથી સઘળાં પ્રાણીઓ અને ઝાડપાનો પ્રગટી નિકલ્યાં હતાં એમ માનવામાં આવે છે. જુઓ **બુન્દહિશ,** બાબ. ૩ જો, ફકરો ૧૮ મો; ૪ થો, ફકરા ૧-૫, ૧૪ મો, ફકરા ૧-૩; ૨૭ મો, ફકરા ૨-૩.

(૫) **પતીરગ ઝનિશની.**

ધરાવનાર,[1] અમારે વિષે એવું ધારે છે કે 'નાશ કરવામાં હું દરેક રીતે ફત્તેહમંદ[2] છું,' પણ તું દરેક રીતે અમારો નાશ કરવામાં કદી ફાવનાર નથી, યાને તારાથી બનવા જોગ નથી કે અમે કદી પાછાં નહિં ઉઠી શકયે[3] એવી રીતે તું અમારો નાશ કરે; તેમજ હમના હું તુને જણાવું છું[4] કે પેલો શખ્સ સ્પીતામ ખાન્દાનનો ઝરથુશ્ત્ર (ધર્મના) છેલ્લા ફેરફાર માટે આવનાર છે, જે દેવોના દેવ (અહરમન)ને તથા તેના મદદગારોને અને બે પગના દરવંદોને[5] ગભરાતમાં નાખશે."[6]

(૬૮) ઝરથુશ્ત્રએ પોતાનાં ખોરેહ અને જ્ઞાનની બરકતથી પોતાના આ દુન્યામાં જન્મવા અગાઉ દેવોને માર માર્યો, જ્યારે જાદુગર ક્રાસીયાવ[7] તેનું ખોરેહ શોધવા જતાં અજાયબ જેવી રીતે મુશકેલીમાં આવી પડ્યો હતો, તેને લગતા મોજેજા વિષે દીનમાં એમ કહે છે કેઃ "ત્યારે પુશ્કળ ફરેબબાજ[8] તુરાની અફ્રાસ્યાબ વોઉરૂકશ દર્યા[9] તરફ એક બે અને ત્રણ મરતબે ધસ્યો;[10] અને ઓ સ્પીતામનાં ઝરથુશ્ત્ર! જે ખોરેહ ખાસ ઇરાની મુલકોને લગતું, જન્મેલા તેમજ નહિં જન્મેલાઓનું, અને જે અશો પુરૂષોને લગતું, તે મેલવવા ખાહેશમંદ થયો; પણ તે ખોરેહને તે પોંહોંચી

---

(૧) અહરમનને નિચલાં વિશેષણો વારંવાર લગાડવામાં આવે છે -**પૂર-મર્ગ, દૂશ-દાનાગ, દૂશ-દાદ્, દૂશ-દીનીગ, દ્રવન્દ, શએદાઆન-શએદા, ગેહાન-મર્ન્ચી-નીદાર.**

(૨) **મદાર,** "જે પોતાનો હેતુ પાર પાડે છે તે." (૩) **લખ્વાર લા ચેહવૂનીમ.**

(૪) **ફ્રાજ કનુન-ઇચ ચેમલેલૂનમ.**

(૫) સરખાવો અવ૦ **હોરમજદ યશ્ત,** ફકરો ૧૦ મો -**મઇર્યનાંમચ બિઝંગ્રનાંમ, અષેમઔધનાંમચ બિઝંગ્રનાંમ.** (૬) **તંગીહ યહબૂનેદ.**

(૭) જુઓ પહલવી દીબાચો, ફકરા ૩૧, ૩૯. સરખાવો **આવાં યશ્ત,** ફકરો ૪૨ મો.-**યથ અઝેમ્ અવત્ ખ઼રેનો અપયેમિ, યિમ્ વઝઇતિ મઇધીમ્ ઝ્રયંધહો વોઉરૂ કષહે, યત્ અસ્તિ અઇર્યનાંમ્ દખ્યુનાંમ્ ઝાતનાંમ્ અઝાતનાંમચ, યતચ અષઔનો ઝરથુશ્ત્રહે.** વળી જુઓ **ઝમ્યાદ યશ્ત,** ફકરા ૫૬-૬૨.

(૮) સરખાવો અવ૦ **અષ્-વરેચાઓ,** "ઘણી ચાલાકીવાળો," અથવા "ઘણો લુચ્ચો," "યુક્તીબાજ." **કબદ વઝાન,** એટલે "ઘણાં કાર્યવાલો."

(૯) અવસ્તાના વિશેષ નામનું પહલવી **ઝ્રહ-ઈ-ફ્રાખૂ-કર્ત** છે, જે કદાચ **"કાસ્પ્યન સમૂદ્ર"** હોય.

(૧૦) સરખાવો **ઝમયાદ યશ્ત,** ફ૦ ૫૮ મોઃ-"**આઅત્ અવ-પતત્ ફ્રંઘ્રસે, તૂરો અષ્-વરેચાઓ, સ્પિતમ ઝરથુશ્ત્ર! અવિ ઝ્રયો વોઉરૂકશેમ.**

શકયો નહિ.” (૬૯) અને એમ બી કહ્યું છે કે અફ્રાસ્યાબ સાતે સાત ખંડો તરફ ફરી વલ્યો હતો, અને ઝરથુશ્ત્રનું ખુરેહ શોધ્યું હતું.[૧]

(૭૦) ઝરથુશ્ત્રનાં લાયક વડવાઓની વંસાવળી નિચે વિગટવાર[૨] આપવામાં આવી છેઃ—ઝરથુશ્ત્ર (બેન) પઑરૂશાસ્પ (બેન) પતીરીતરાસ્પ (બેન) ઉરૂગધસ્પ (બેન) હએચતસ્પ (બેન) ચિખ્શનુશ (બેન) પએત્રાસ્પ (બેન) અરેજધરૂશ્ન (બેન) હરધાર (બેન) સ્પીતામ (બેન) વએદિશ્ત (બેન) નયાઝેમ (બેન) અઇરીચ (બેન) દુરાસ્રૂબ (બેન) ઇરાનના પાદશાહ માનૂશ—ચીહર (બેન) માનૂશ—ખૂરનર (બેન) માનૂશ—ખુરનાગ જેને નૅરોકસંગે[૩] વીઝક જે અઇર્યકની દીકરી તેનો પાલક મુકરર કીધો હતો; અઇર્યક (બેન) થ્રીતક (બેન) બીતક (બેન) ફ્રઝૂશક (બેન) ઝૂશક (બેન) ફ્રગૂઝક (બેન) ગૂઝક, તે ખનીરથના માલેક ફ્રએદુનના બેટા અઇરીચની છોકરી; ફ્રએદુન (બેન) પુર—તોરા આસ્પીગાન (બેન) ન્યોગ—તેરા આસ્પીગાન (બેન) સોગ—તોરા આસ્પીગાન (બેન) બોર—તોરા આસ્પીગાન (બેન) કેરદાર—તોરા આસ્પીગાન (બેન) સીયહ—તોરા આસ્પીગાન (બેન) સ્પએતો—તોરા આસ્પીગાન (બેન) ગેફ્રર—તોરા આસ્પીગાન (બેન) રમક—તોરા આસ્પીગાન (બેન) વનો—ફ્રવીશન આસ્પીગાન જે સાત કેશ્વરના પાદશાહ યિમ (જમશેદ)થી (ઉતરી આવેલો હતો); યિમ (બેન) વીવંગહાન (બેન) અયંઘહદ (બેન) અનંગહદ (બેન) હઑશ્યંગ, તે સાત ખંડનો પેશદાદ શહાનશાહ (બેન) ફ્રવાગ (બેન) સીયામગ (બેન) મશ્યે તે પહેલા ગાયોમર્દનો દીકરો.



(૧) જુઓ **ઝમયાદ યશ્ત,** ફકરો ૮૨ મો. (૨) **અઉશામૂર્દન.**
(૩) અવ૦ **નાઇર્યોસંગ,** અહુરમજદ તરફથી પેગામ લાવનાર કાસદનું નામ.

## બાબ ૨ જો.

માએને પેટે જન્મેલાં બાલકોમાં તે સર્વથી બખ્તાવર બાલકના જન્મ પછી અહુરમઝદ સાથ તેણે (ઝરથુશ્ત્રએ દીનને લગતી) મસલહત કીધી ત્યાં સુધીમાં જે જે મોજેજાઓ દેખાયા હતા તે બાબે (આ બાબમાં બયાન આવેલું છે).

(૧-૨) એક (મોજેજો) એવો જાહેર થયો કે તે (બાલક) જન્મ વખ્તે હસ્યું[1] હતું, જેથી તેની આસપાસ બેઠેલી સાત આયાઓ[2] તેનાથી ગભરાઈ ગઈ, અને પોતાના ગભરાત[3] વિષે એવું બોલી: "એમ કેમ હશે? એની મોટાઇના સબબે તે હશે, કે તેનાં કમીનાંપણાંને લીધે હશે?[4] એક આબરૂ પામેલો[5] પુરૂષ જેમ પોતાની ઉદ્યોગી મેહનતથી ખુશી થઇને હસે, તેમ એ કીર્તીવંત[6] ફરજંદ-છોકરો[7] પોતાના જન્મ વખ્તે હસ્યો." (૩) અને પેલો પઑરૂશાસ્પ બોલ્યો: "આ બાલક-બેટા માટે તમારે નરમ ઉનનાં કપડાં[8] લાવવાં; આ (બીના) તારે લીધે-તું કે જે દૂગદાઊબ તેણીની ભલાઈના પ્રતાપથી-બની છે, [યાને કે આએ છોકરાને ખોરેહ તથા ઝલકાત[9] પોંહોંચ્યાં છે, જેની આગાહી જન્મ વખ્તે એ હસ્યો તે ઉપરથી મળે છે].[10]

(૪) એક (વધુ મોજેજો) એમ જણાયો છે કે (ઉપલા બનાવ) પછી પઑરૂશાસ્પ, એક કરપ નામે દૂરાસૂબ, જે જાદુગરીમાં અતી ઘણો પુર્વીણ હતો તેની આગલ ગયો; અને ઝરથુશ્ત્રના જન્મ વિષેની, અને જે મોજેજો જન્મ વખતે જાહેર થયો હતો તે વિષેની ખબર આપી; અને ઝરથુશ્ત્રને જોવા સારૂં તેને પોતાને ઘર બોલાવી લાવ્યો. (૫) પેલો જાદુગર, ઝરથુશ્ત્રની અંદર ખુરેહ હતું તેથી

---

(૧) જુએ **ફ્રવર્દીન યશ્ત**, ફકરો ૯૩ મો, જ્યાં એજ બાબદને મલતો એશારો આવેલો છે.

(૨) અવ૦ **દાયંગહ્**, "દાઈ, નર્સ, બચાંને ઉછેરનારી," ફા૦ દાયહ.

(૩) **તર્સિશ્ન.** (૪) **મસીહ્ અયૂક્ તરમીનિશ્નીહ્.**

(૫) **ગબ્રા દ અર્જ-આઑમંદ**, અવ૦ **અરેજ**, "લાયક નિવડવું," સરખાવો ફા૦ **અર્જમંદ**, "અમીરી," "મોભાદાર;" ફા૦ **અર્જમંદ બાનૂ**, "પ્રખ્યાત શાહજાદી."

(૬) વાંચણુ:-**આવીગ્**; સરખાવો ફા૦ **આબ્**, "ઝલકાત." DM. મુજબ **અઝશ્** અથવા **અફ્રશ્.** (૭) **ગબ્રા અપુર્નાચીગ.**

(૮) **નર્મ્ પાહ વસ્તર્ગ્.** (૯) અવ૦ **ખ્વાથ્ર.** (૧૦) **ફ્રાજ ખદીતુન્ત.**

તેનો બદખાહ બન્યો,[1] અને કાવત્રાં ભરેલી એક યોજના ઘડી;[2] બુરી ધાનતથી તેણે પેલાં પુરખુરેહવાલાં ફરઝંદનું નાજુક[3] માથું પોતાને હાથે[4] કચડી નાખવા[5] અને તેનું મરણ નિપજાવવા ધાર્યું. (૬) અને અહીં એક અગત્યનો મોજેજો ઘણાકોને જાહેર થયો, જેમ કે દીનમાં કહ્યું છે કે પેલા ઘાટકી આદમીના[6] હાથો ઉધા થઇને પછવાડે ફેરવઈ ગયા [ યાને પીઠ આગલ મરડાઈ ગયા],[7] અને તે વખત પછીથી (હમેશાં) તે કૃર આદમી તે હાથો વડે મોઢામાં[8] ખોરાક લેવા[9] પામ્યો નહિ, (પણ મોંઢાંથીજ લેવા લાગ્યો). (૭) તે કરપએ, ઝરથુશ્ત્રના શરિર ઉપર કેટલીક નિશાણીઓ હતી તેને લીધે, તે નિશાણોને બુરી નિશાણીઓ તરીકે ઓળખાવી;[10] અને ઝરથુશ્ત્રનો પ્રકાશ[11] રખે ઘટી જાય તે વિષે પઑરૂશાસ્પ ઘણોજ ગભરાયો, અને તેને કોઈ નહિં જોય તેમ (ઝરથુશ્ત્રને) છુપો રાખવાની ઉતાવલ કીધી.[12]

(૮) એક વધુ (મોજેજો) જે જાહેર છે તે એકે પેલા કરપએ જાદુગરીથી પઑરૂશાસ્પના મનમાં ઝરથુશ્ત્ર વિષે એવી તો બીહક ઉત્પન્ન કીધી, અને તેનુ મન એવું ઝેરી બનાવ્યું, કે ખુદ પોતાની ધાસ્તીથી[13] તેણે વટીક ઝરથુશ્ત્રને મારી નાખવા પેલા કરપને અરજ કીધી. (૯) તે (બાલક)નું મોત કઈ રીતથી લાવવું તે બાબે તેનાં કુદરતી તેજના ઘટી જવાને લીધે પઑરૂશાસ્પ લાચાર બન્યો, અને દૂરાસ્રૂબને (એ બાબે) પુછયું; પેલા કરપએ જાહેર કીધું કે બાલવાનાં લાકડાં એકઠાં કરી ઝરથુ-

---

(૧) **બીશ મત;** સરખાવો અવ० **ત્બએઁષંઘહ્**, "કપત," "બદ-ખાહી."

(૨) **અનાગ ચશીદ્;** અવ० **ચષ**, "જોવું;" ફા. **ચશીદન.**

(૩) સરખાવો **કલ્બા ઈ તરૂન,** "કુતલ્યું".

(૪) અવ० **ગવ,** "હાથ" (બુરા માણસ માટેજ એ શબ્દ આવે છે).

(૫) **અફ્શાર્દન,** "દાબવું." (૬) અવ० **મર્ઇર્ય,** "સાંપ," "ધાટકી માણસ."

(૭) **લખ્વાર હુશિકન,** સરખાવો ફા० શિકન, "ઘડી વાલેલું," અથવા "ભાંગેલું." અવ० "**સ્ચિન્દ્** "ભાંજવું." ડા० વૅસ્ટ પ્રમાણે વાંચણઃ—અઉશ્કુન્; જેનો અર્થ 'ઉંધુ કીધેલુ"; "પાછલ ફેરવેલું" એવો થાય છે.

(૮) સરખાવો અવ० **ઝફરે** (ધાતુ **ઝફ્,** "અવાચી ખાવી તે").

(૯) **ગૂદાર.** ડા० વૅસ્ટ મુજબ. **જલતાર,** સરખાવો અવ० જલ "મોંઢાંની અંદર"નો ભાગ. (૧૦) **દરાચીદ્,** "બુમ પાડી" (બુરા માણસે યા બુરા દેવે.)

(૧૧) **આપ-દેહશ** અથવા **આપ-દેહીહ.**

(૧૨) એટલે, જાદુગરોની નજર આગળથી દુર લઈ જઈ કોઈ જગ્યાએ છુપાવવા માટે. (૧૩) તેની પોતાની જીંદગીની ધાસ્તીથી.

શ્ત્રને તેમાં છુપાવવો[1] અને આતશ તેની ઉપર સલગાવી[2] અને બલતણ રોશન કરી (તેને બાળી નાખવો) એવો ઉપાય સુચવ્યો;[3] અને પઓરૂશાસ્પએ તે મુજબ કીધું. (૧૦) વળી અહીં એક ચમત્કાર ઘણાઓને જાહેર થયો, જેમ દીનમાં કહ્યું છે કે: "લાકડાંની વચ્ચે આતશ પુગી શકયો નહિ, [યાને તે ઉપર આવી શકયો નહિ] તેમજ લાકડાંથી બલતું પકડી શકયાં નહિ; પણ તેવામાં તે દીકરાની વહાલી માએ હુશ્યારીથી[4] બાહેર પડી તેની આગલ આવી લાગી, અને સંભાલ ભરી[5] કલાથી તેને (ઝરથુશ્ત્રને) ઉચકી[6] જમના હાથની કેરપર લઈને જાહેર રસ્તા[7] તરફ તેણી ચાલવા માંડી."

(૧૧) એક મોજેજો પ્રદર્શીત થયો હતો તે એ હતો કે (ઉપલા બનાવ) પછી પઓરૂશાસ્પએ તેને[8] આતશે નહિ બાળી નાખવા વિષે દૂરાસ્રૂબ કરપને જણાવ્યું, અને ઝરથુશ્ત્રનું મોત કેમ લાવવું તે બાબે પાછો સવાલ કીધો; પેલા કરપએ એવું બતાવ્યું કે ઝરથુશ્ત્રને એક સાંકડા રસ્તામાં છુપી જગ્યામાં મુકવો, ઘણાક બલદોને તે રસ્તાપરથી ચલાવવા જેથી રાતને વખતે બલદો તેની ઉપર પગ મુકી તેને કચડી નાખે[9] એવોએલાજ સુચવ્યો; અને પઓરૂશાસ્પએ તે મુજબ કીધું.

---

(૧) **નિપાચીદન;** અવ૦ **નિ–પા,** "બંચાવવું," "ઢાંકવું."

(૨) વાંચણ. **આખીઝીદૂન,** એ કદાચ **અંગીઝીદનનું** બગડેલુ રૂપ હોય; એને **અઈયાફ્તન** બી વાંચી શકાય.

(૩) અથવા બીજી રીતે **દર્માન્ ચેહવુન્તન વએરાસ્ત,** "એ ઉપાય યોજવામાં આવ્યો હતો."

(૪) એજ શબ્દ **પવન અઓશ,** "બામદાદને વખ્તે", બી લઈ શકાય.

(૫) **હૂશ–આઓમંદ;** અથવા એનો અર્થ એમબી થઈ શકે –"જે જીવતો અથવા સાવધ હાલતમાં પડેલો હતો તેને," ફા૦ **જાનમંદ.** (૬) **બરા ચેહબુન્ત.**

(૭) ફા૦ **ખૂસ્તક,** "પગ રસ્તો" "જાહેર રસ્તો." એને **અન્દીતગ બી** વાંચી શકાય, જેનો અર્થ "અણદીઠ," "મીનાઈ," એવો થાય; કદાચ એ બોલ **હૂ–દસ્તગનો** બગડેલો આકાર હોય, જે અવસ્તા **ઝસ્તો ફ્રાન,** "હાથ યા બાજુની નિચેનો ભાગ" ઉપરથી લઈ શકાય, અને તેનો અર્થ એમ થઈ શકે.–"પોતાના જમના હાથના આગલા ભાગ ઉપર." વળી એ શબ્દ **ખાનગનું** બીગડેલું રૂપ હોય, જે **ખૂસ્તકને** બદલે **"ઝાદ-સ્પરમના ચુંટી કાઢેલાં લખાણો,"** બાબ ૧૬ મો, ફકરા ૫–૬ માં આવેલો છે. ફારસીમાં **ખૂસ્તનો** અર્થ "આસાયશ," "સગવડ," એવો બી થાય છે. (૮) **ઝરથુશ્ત્ર.**

(૯) **અવ. સ્પર,** "લાત મારી દુર કરવું;" ફા૦ **સેબર્દન;** સરખાવો પહલવી **ખસ્પર્દન્,** યા **સ્પર્દન.**

(૧૨) અહીંબી ઘણાક લોકોને એક મહાન મોજેજો દેખાયો, જેમ દીનમાં કહ્યું છે (તેમ): "એક ચોક્કસ બલદ જે વધારે સોહામનો, [યાને બીજા કરતાં દેખાવડો[1] અને વધારે ઉંચો હતો] તથા ઉમરમાં વૃદ્ધ હતો, તે આગળ ચાલી આવ્યો [એટલે કે, તેના સરદાર ગોધાનીબી આગલ વધી ગયો], ઝરથુશ્ત્રની આગલ દોડી આવ્યો [યાને તેની બાજુપર ખડો રહ્યો], અને તે (બાલક) આખો દીવસ આ રીતે (મોતથી) બચવા પામ્યું;[2] કારણ કે ત્યાં પહેલો આવનાર અને ત્યાંથી છેલ્લો જનાર તેજ ગોધો હતો, અને બીજાં જાણવરોને તેણે બાજુ રાખ્યાં હતાં; તે બેટાની વહાલી માએ (તેવામાં) સંભાલથી દોડી આવી, અને હુશ્યારીથી તેને ઉચકી લીધો, અને પોતાના જમના હાથની કેરે બેસાડી ધોરી રસ્તા તરફ દુર તેને લઈ ચાલી."

(૧૩) એક (બીજો ચમત્કારીક બનાવ) એવો જણાયો હતો કે પઓરૂશાસ્પ બીજી વખત પેલા કરપ આગલ ગયો, અને ઝરથુશ્ત્રને પેલા બળદોએ કચદી નહિ નાખ્યો તે બાએ તેને કહ્યું, અને ફરીથી ઝરથુશ્ત્રનું મોત કેમ લાવવું તે બાએ સવાલ કીધો; ત્યારે પેલા કરપે (જવાબમાં) એવો ઉપાય બતાવ્યો કે (તે બાળકને) પાણીના ખબોચ્યા કે ટાંકીના[3] મુખ[4] આગલ તેને સંતાડવો, અને તે પાણી તરફ ઘણાક ઘોડાઓને દોડતા કરવા કે જેથી તે ઘોડાઓની ખડીતળે કચડાઈ જાય; અને પઓરૂશાસ્પએ તે મુજબ કીધું. (૧૪) અને અહીં ઘણાક લોકોને એક જોવા જોગ મોજેજો જાહેર થયો, જેમ દીનમાં કહ્યું છે તેમ: "જે ઘોડો મજબુત ખડીવાલો હતો, [યાને (બીજા ઘોડાઓ કરતાં) જેની ખડીઓ વધારે જાડી[5] હતી], તેમજ તે

---

(૧) **સવગ-આઑમંદ**, અવ૦ **સવ**, "ફાયદો," "ખુબસુરતી," ફા૦ **સવક**, "તનના સોભઇતા કદવાલો;" એજ શબ્દ **સુંબ-આઑમંદ** વાંચ્યે તો તેનો અર્થ "મજબુત મોટી ખડીવાલો" એવો થાય. જુઓ ફકરો ૧૪ મો, જ્યાં એવો અર્થ થાએ છે. તે ઉપરથી **અઈધ-અશ સૂંબ મસ પેહુલુન્ત મીન**.........વાંચી શકાય. કદાચ એ શબ્દ **સંગ્-આઑમંદ**, "ઘણી ઉંચાઈવાલો," અથવા "મોટા દરજ્જાવાલો," હોય. ડા૦ વૅસ્ટ પ્રમાણે વાંચણ **સોગ-આઑમંદ**, "સોગમાં ગીરફતાર," "દીલગીર."

(૨) **બરા આમૂર્ઝીદ**; સરખાવો અવ૦ **મરેઝ**, "સાફ કરવુ," "દફે કરવુ." ડા૦ વૅસ્ટનો અર્થ. "તેને ઘણી દયા આવી" એવો છે.

(૩) **પવન દેહાન્**, "મોઢાં આગલ," કદાચ **પવન નીહાન્** એમ વાંચ્યે તો "ન જોયલી ગુપ્ત જગાએ" **અર્થ થશે**. ડા૦ વૅસ્ટ મુજબ વાંચણ: **પવન્ ગેહાન**, "દુન્યામાં," "જેહાનમાં." (૪) સરખાવો ફા૦ **આબ-ખૂર**.

(૫) **સ્તવ્રતર**, "ઘણી મજબુત," "ઘણી કઠણ."

પીલા કાનવાલો હતો, તે પોતે હરોલમાં રહી ચાલ્યો [એટલે, તે પોતાના સરદારની આગળ ચાલ્યો], અને તે નજદીક દોડી આવ્યો [એટલે, ઝરથુશ્ત્રની બાજુએ આવી ઉભો રહ્યો], જે આવનારા ઘોડાઓમાં પહેલો હતો, અને જનારા ઘોડાઓમાં તે છેલ્લો (હતો); (તેવામાં) બેટાની વહાલી માદર આસપાસ નેગાહ રાખી તેની આગલ દોડતી આવી, અને હુશ્યારીથી તેને ઉંચકી લઈ પોતાના જમના હાથની કેર ઉપર બેસાડી જાહેર રસ્તા તરફ ચાલતી થઈ."

(૧૫) એક એવો (મોજેજો) જાહેર થયલો છે કે એકવાર ફરીથી પઑરૂશાસ્પ પેલા કરપ આગલ ગયો, અને ઘોડાઓએબી ઝરથુશ્ત્રને કચડી નહિ નાંખ્યો તે બાબે તેને કહ્યું, અને ઝરથુશ્ત્રનું મરણ લાવવાનો બીજો ઉપાય શું હતો તે વિષે તેને પુછયું; પેલા કરપએ જણાવ્યું કે બીજો ઉપાય એ છે કે કોઇએ તેને એક વરૂનાં ગોફા આગલ નાખવો જોઇએ કે જયાં તેના ન્હાના બચ્ચાંઓને[1] મારી નાખેલાં હોય, જેથી જ્યારે પેલું વરૂ આવી પુગે અને પોતાનાં બચ્ચાને કાપી નાખેલાં જુવે ત્યારે પોકાર કરીને તે પોતાનાં બચ્ચાંના કીનામાં જનુની બની ઝરથુશ્ત્રનાં ટુકડા કરી નાખે;[2] અને પઑરૂશાસ્પેએ એ પ્રમાણે કીધું. (૧૬) અને અહિં ઘણાઓને એક ઉમદા મોજેજો દેખાયો, જેમ દીનમાં કહ્યું છે તેમઃ "જાણવું કે જ્યારે પેલી માદા-વરૂ આવી ત્યારે તે ઘણીજ ઉસકેરાઈ ગઈ,[3] પણ ઝરથુશ્ત્ર ઉપર ખોદાતાલાની યારી હોવાને લીધે તે ગુંથણ પર તુટી પડી,[4] જેથી તેનું મોઢું તેનાજ (મુવેલાં) બચ્ચાંની ઉપર લાગી એક બીજાં સાથે વલગી રહ્યું."

(૧૭) (એક મોજેજો) એવો જાહેર થયો કે સ્રોષ અશો અને બેહમન (તે બાલક) તરફ ચાલી આવ્યા, અને સાથે એક ઉનવાલાં ઘેટાંને[5] તેની આગલ લાવ્યા; આખી

---

(૧) **બુન-નૂશગાન**, "જે બચ્ચાં માતાનું દુધ ધાવતાં હોય તે;" ફારસી શબ્દબી એજ છે. (૨) **સકુનેત**, સરખાવો હુઝવારેશ **સકીના**, "છરી."

(૩) **ચંદ ચુઝીહ-અસ્ત**; અવ૦ **ચુઝ**, "ઉસકેરવું," "જોસમાં લાવવું." ડા૦ વૅસ્ટનું વાંચણઃ **ચંદ ચુજ્યાસ્ત**, "કેટલાંક હજાર પગલાં," (**ચુજ્યાસ્ત**, એટલે, "૧૦૦૦ પગલાંની દુરી, તફાવત").

(૪) **ઑલા ગૂર્ગ ઝદ્દ ઝ્નુગ્**, સરખાવો અવ૦ **ઝ્નુ**, "ગુંઠણ." ફા૦ **ઝાનૂ ઝદન**, "ગુંઠણપર પડવું તે." ડા૦ વેસ્ટ મુજબ. **ઝત્ ગુંગ્**, "મુગું થઈ ગયેલું," "બોલવાને અશકત તેવું."

(૫) વાંચણઃ **કૂલૂશગ**, એ શબ્દ **કૂલ-રિશગ** ઉપરથી નિકલ્યો છે; સરખાવો. હીબ્રુ **કલ**, "મેંઢું," અને અવ **રૅઍષ, ફા. રીશ**, "ઉન," તે ઉપરથી અર્થઃ "ઉનથી ભરેલું એક મેંઢું" જેને તે બચ્ચાંને ગરમી અને દુધ આપવા સારૂ અમેશાસ્પેંદોથી લાવવામાં આવ્યું હતું.

ભયંકર રાત સુધી તે (બચ્ચાં)ને આ રીતે પોશણ મલ્યું[1] હતું. (૧૮) પેલી માંદર જેણી દીકરા તરફ વહાલ રાખતી હતી, તેણી બામદાદને વખતે[2] દોડતી આવી, જ્યાંથી ઉનવાલું મેંઢું પસાર થયું હતું તે માર્ગે આવી પુગી, અને તેણી, કુલ ગેતીની શેઠાણી[3], (મેંઢા તરફ ફરી) બોલી: "એને (ઝરથુશ્ત્રને) પેટભરી પોશણ આપવા[4] માટેજ તું દોડી આવ્યું છે." સબબ તેણીએ (મનમાં) ધાર્યું કે: "મારા તે દીકરા તરફ જેટલું ભલું વરૂ છે, તેટલું મારી તરફ તું છે; કારણ (નહિ તો કે) તારી આંખે હાડકાં અને લોહી સીવાય બીજું કંઈ જોવાનું રહેતે નહિ."[5] (૧૯) તેણીનાં બાળક ઝરથુશ્ત્રની આગળ તેણી ગઈ, અને તેને હુશ્યારીથી ઉચકી લીધો અને ખોદાની મેહરથી જાહેર રસ્તા તરફ ચાલતી થઈ; અને તે ગેતીની શેઠાણી એમ બોલી કે: "હવેથી, મારા દીકરા! તુને હું છુટો મુકીશ નહિ,[6] રાગ અને નઓંદર બેઉ સાથે થઇનેબી આવે તોબી નહિ."

(૨૦-૨૧) અને (દીનમાં) એમ જાહેર છે કે પાછલથી પેલો કરપ દુરાસૂબ (પોતાના) ચેલા "કીના"[7] સાથે તેજ દેશમાં આવ્યો, અને ઝરથુશ્ત્ર સઉથી ઉચે દરજ્જે ચઢશે એવું તેને જણાયું; તેઓ તેને માટે કંઈ ઇજા પેદા કરવા યા તેને મારી નાખવા ને કંઈ યુક્તિ જોઈ શકયા નહિ, પણ (તેઓને જણાયું કે) તેના તનનું તત્વ એટલું તો જોરેમંદ અને અજાયબ જેવું હતું કે જેમ દીનમાં જાહેર થયેલું છે તેમ

---

(૧) વાંચણ· **દાયગાનીનીદ;** સરખાવો અવ૦ **દાયંઘહ,** ફા૦ **દાય,** "દાઈ," "આયા." ડા૦ વૅસ્ટનું વાંચણ. **દાયગાંન જવીત્ હમાક તરસીત્ લેટ્યા** એવું છે, તે મુજબ અર્થ "આયાઓ (તેના હસ્વાથી) બીહ ગઈ, અને આખી રાત તેનાથી દુર રહી."

(૨) **લેટ્યા** શબ્દનાં સબધમાં લેતાં એને **પવન અઉશ,** "બામદાદ" અહી વાંચ્યો છે.

(૩) **ઝન-ઈ-ગેહાન,** સરખાવો ફા૦ **જેહાન કદખુદાય.**

(૪) સરખાવો અવ૦ **ઉતયૂઇતિ,** "જોર," તે ઉપરથી પહલવી **ઉતયૂતન,** "મજબુત બનાવવુ," "પોશણ આપવું."

(૫) ડા૦ વૅસ્ટ મુજબ તરજુમો: "તું વધારે ને વધારે જોશથી દોડે છે," કારણ કે તેણીએ માન્યું કે "તું મારા તરફ જેટલી ભલાઈ દેખાડે છે તે કરતાં વધારે બેહતર રીતે પેલું વરૂ મારા દીકરાના બાબમાં છે; જ્યારે હું તારી નજર આગલ તેનાં હાડકાં અને લોહી દેખાડીશ (ત્યારે એમ માલુમ પડશે)." (૬) **ફ્રાજ પેહ્યુનમ.**

(૭) પહલવી **હાવીશ્ત કીન,** અસલ અર્થ "(તેનો) ચેલો 'કીનો'," "તેની પુઠે ચાલનારૂં 'કપત' ડા૦ વૅસ્ટનો અર્થ:-"એક કીનાખોર ચેલા સાથે." સરખાવો અવ૦ **હાવિશ્ત** અને **કર્ઍન;** એ બોલોનો સાર "બદખાહ સોબતીઓ" બી થાય.

બ્રાત્રૂગ-રીશ કરપ પોકાર કરી[1] બોલ્યો કે: "જોકે હું આપણા મુલકનાં લોકોમાં જાદુગર તરીકે ઘણોજ દુરઅંદેશ છું, છટાં એ લોકોના (સ્પીતામનાં) મુલકને આગલ વધતો[2] હું જોઉં છું; (તે દેશ) સારી હકુમત રાખનાર [યાને હકુમત કેમ રાખવી તે તે જાણે છે];[3] તે ખીલતો જાએ છે [યાને તેનો વધારો ઘણો અને ઘણો થતો જાએ છે, તેમજ વળી થતો રહેશે]; તે સારાં ગાયઘોર ધરાવનારો છે [યાને ગોસ્પંદો કેમ જાલવવાં તે ત્યાંના લોકો જાણે છે]; તે સારો રસાલો રાખનારો છે[4] [યાને પરદેશી રસાલાને વટીક કેમ સંભાલવો તે ત્યાંના લોકો જાણે છે]; તે સારી રીતે કઉવત આપનારો છે[5] [યાને પરદેશીઓને વટીક મદદ કરવાનું તે જાણે છે];[6] તે અચ્છી રીતે લડનાર છે [યાને લડાઈ કેમ ચલાવવી તે તે જાણે છે]; અને તે સારી રીતે ઉદાર છે[7] [યાને સખાવતનાં નેક કામો કરતાં તેને આવડે છે]. (૨૨) તે (ઝરથુશ્ત્ર) તેની માદરને પેટે જન્મ લે તેની ત્રણ રાત[8] આગમજ પર્ઑરૂશારપના તે દુકતા વિષે[9] (એવું હું ધારૂં છું કે) તે બાલક તરફ હાદમંદ દુન્યામાં બેહમન (અમેશાસ્પંદ

---

(૧) સરખાવો ફા. **ગરરીદન**, "ઘુરકવું," અવ૦ **ગ્રમ.** કદાચ એ શબ્દ **દવ્ચીત**) હોય તો અર્થ અવ૦ **દવત** ઉપરથી બી "પોકાર કરી બોલ્યો" એવો થશે.

(૨) **ફ્રાજ.**

(૩) અથવા, પોતાની રૈયતને કેમ દોરવવી, યાને કે શું શું હુકમો અને ફરમાનો બાહેર પાડવાં તે વિષે તે જાણે છે.

(૪) અથવા, વફાદાર રૈયત.

(૫) વાંચણ -**હૂ-આયૂઝીશ્ન**, સરખાવો અવ૦ **આયુજ**, "કઉવત આપવું." "જોડઈ જવું;" અથવા **યુજેન** (**યઝિશ્ન**, હા ૪૬ મો). ડા૦ વૅસ્ટ મુજબ:-"સારી રીતે મહેનત કરનાર."

(૬) અસલ **અર્થ** "બીજાઓનું કામ કરવાનું બરાબર આવડે છે." ડા૦ વૅસ્ટ મુજબ:-"જે કામ બીજાના કરતાં બેહતર હોય તે તે સમજે છે."

(૭) **હૂ-રાદી**, "સારી રીતે કીધેલી સખાવત;" અવ૦ **હુ-રાઇતિ.** ડા૦ વૅસ્ટ:-"સંપૂર્ણ રીતે ઉદાર, યાને પરમાર્થી સખાવત કરતાં આવેડે તેવો." આ આખો પહલવી ટેક્સ્ત અવસ્તા ઉપરથી કીધેલો તરજુમો લાગે છે જેની અંદરની શરેહ તરીકેનાં વાકયો અને શબ્દોને મેં આવા કૌંશ [ ]માં મુકયા છે.

(૮) **મદમ સે લેલ્યા વદ મિન અબીતરાંન બરા લાલા ઝેરખૂન્ત.** પહલવી **અબીતરાન** શબ્દ માએ તેમજ બાપ બેઉ માટે વપડાય છે, પણ અહીં ખાસ કરી માવતર માટેજ વપડાયો છે.

(૯) **ખુન-નૂશગ** (અહીં ધીક્કાર બતાવવા વાપડયો છે).

આવશે [યાને જરથુશ્ત્ર આગલ બેહમન આવશે], અને (અહુરમઝ્દ) સાથ ગોફ્તોગુ કરવા માટે તેને લઈ જશે, (અને) આ હક્તકેશ્વર જમીન ઉપર તેની દીન ફેલાશે; અને વળી મનમાં હું એવી યોજના યોજી રાખીશ[1] કે હું તેનું ક્યાં અને કેમ મોત લાવનાર છું તે બીના તે સમજી શકે નહિ;[2] આ બીના ખરીજ છે [યાને સાચ્ચું જ બોલાયું છે] તેની નિશાણુ[3] એ કે હું તે અગમચેતી તરીકે કહું છું, અને જ્યારેબી તમોને એવી બાતમી સંભલાય ત્યારે ખરી વિગટો સમજવા પછી તુરતજ જલદી આગલ વધજો.[4]"

(૨૩–૨૫) પઑરૂશાસ્પ ત્યારે ચાર ઘોડાની ગાડી[5] હાંકી ગયો, યાને આવી બીના સાંભલીને, અથવા તેઓના સાંભલવામા એ વિગટ આવી ત્યારે, પઑરૂશાસ્પ ચાર ઘોડાની ગાડી હંકારી આગલ વધ્યો; અને પઑરૂશાસ્પએ બ્રાત્રૂગ–રીશ કરપને કહ્યું; "ઓ કરપ બ્રાત્રૂગ–રીશ! જેબી ફરઝંદને માણસો જન્મ વખતે જુવે છે તે રડે છે; એક માડું આદમી[6] જે મરણુની ઘડીએ[7] હોય છે (અને બચ્ચાંને જન્મ આપે છે) તેનું બચ્ચું વટીક રડે છે, એવું (લોકો) જુએ છે;[7] તો મારો છોકરો જે મારે ત્યાં જન્મ્યો છે તે જ્યારે જન્મ્યો[8] ત્યારે હસ્તો દેખાયો[9] કાં હશે? તારે ત્યાં તારો દીકરો જન્મ્યો ત્યારે શું

---

(૧) **લા બશ–ઈચ દહીનમ.** અહીં **લા** તથા **બશ** બેઉ શબ્દો નકાર દર્શક છે તે ઉપરથી અહી હકાર બતાવે છે. **દહીનમ** શબ્દ **દાદન**, "સ્થાપવું," ઉપરથી પ્રયોજક રૂપ થયો છે,

(૨) બીજી રીતે લેતાં: "તે જાણુતો નથી કે હું તેને કઇ રીતે મારી નાખીશ (**મર્ગીનીદન**)."

(૩) **દખ્શગ ઈ હુના મન્દવમ્.** (૪) **ફ્રનામીદ**, સરખાવો અવ૦ **ફ્ર** અને **નમ**, "જવું."

(૫) અવ૦ **ચથ્રુયુખ્ત** (જુઓ **વંદીદાદ**, **ફ્ર**. ૭ મી, ફ૦ ૪૧ મો) અને **રથ**, બેઉ શબ્દો મળી અર્થ "ચાર ઘોડાની ગાડી." પહલવી તરજુમો: **અયૂજીશ્ન રસ–ઈ.**

(૬) **અર્મએશ્ત**, સરખાવો અવ૦ **અર્મએરત**, "સ્થિર;" પહલવીમાં માદાં અને **અશકત** માણુસ માટે એ બોલ વપડાય છે; જેમકે **ગાસ ઈ અર્મએશ્ત**, "બીમાર આસામી માટેની જગા."

(૭) બેહતર વાંચણુ:–**પવન મર્ગીહ ફ્રાજ ખદીતુન્ત.**

(૮) **ઝેર્ખૂનીશ્ન.** (૯) પહલવી **ફ્રાજ ખદીતુન્ત અમત–શ પવન ઝર્ખુનિશ્ન બશ ખન્દીદ;** અસલ અર્થ: "જ્યારે પોતાના જન્મ વખ્તે તે હસ્યો ત્યારે જોયો."

તેબી હસ્તો જણાયો હતો કે ?"[૧] (૨૬) હાડમંદ દુન્યામાં તે ઝરથુશ્ત્રને બેહમન અમેશ-સ્પેન્દ આવી મળશે તે બાબદ પઔરૂશાસ્પએ પાછા ફરતી વખતે બ્રાત્રૂગ-રીશને કહિ: "અરે! તું કે જે એક પ્રવીણ કરપ છે, તેણે મારા છોકરાને જોયો છે [યાને (તેને) ચગોર ચશ્મે તેં જોઈ લીધો છે]." (૨૭-૨૮) અને કરપ તૂર બ્રાત્રૂગ - રીશે - જ્યારે પઔરૂશાસ્પએ સવાલ પુછયો કે:-"તારા મનમાં શું હતું કે[૨] જે વખતે તુને મારા બેટા આગલ લઈ જવામા આવ્યો[૩] ત્યારે તેનો ઉમદા દમામ અથવા હશ્મત તળે લાંબો વખત સુધી કંઈ ઉમદા ચીજ તરફ જોતો હોય તેમ તેની તરફથી ઉંચે તેં શું ધ્યાણથી જોયા કીધું ? તેનાથી દુર સુધી છેક નિચે વટીક ઉંડું[૪] જોયા કરીને જુદા જુદા પ્રદેશો તરફ નજર ટાંકી રાખી તેનું કારણ શું હતું ?"- ત્યારે તેણે જવાબ આપ્યો:- "જ્યારે તેવી હશ્મતવાલા તારા દીકરા આગલ મને લઈ જવામાં આવ્યો ત્યારે મેં કંઈ ઉમદા ચીજ તેની ઉપરથી ઉંચે લાબો વખત જોયા કીધી, અને પછી જે ઝલકાત તથા ખોરેહ તે સામટું ધરાવતો[૫] હતો, અને જે સુરજ સુધી લંબાયલાં હતાં, તે તરફ મે નજર કીધી, ( પણ ) તેના તેજ[૬] અને ખોરેહનો છેડો મને નહિ જણાયો; એટલું તો મેં માન્યું[૭] [યાને એવું મને માલુમ પડ્યું] કે માણસો તેની બીનાઈ શક્તિ સાથેજ મસલેહત રાખીને ખોરશેદ-પાયા (બહેશ્ત)ને[૮] લગતો દરજ્જો મેળવે છે, પણ ગરોથમાનના ઇન્સાફનો ધોરણ[૯] કેવો છે તે વિષે હું ખુલ્લે ખુલ્લું જોઈ શકયો નહિ.[૧૦] (૨૯) જ્યારે તારા દીકરાની બુલંદ હશ્મત તલે તેની આગલ મને લઈ જવામાં આવ્યો, ત્યારે મારૂં ધ્યાણ તેનાથી બીજી ગમ દોડ્યું અને લાંબો વખત સુધી છેક નિચે મેં જોયા કીધું, અને તે આગળથી

---

(૧) આ વાકયના તરજુમામાં ડા૦ વૅસ્ટથી હું જુદો પડું છું. (૨) એટલે; "તારો વિચાર શું હતો ?" (૩) **પવન મદમ બરિશ્નીહ અફ્રશ્ બૂદ.** (૪) **પવન નિગૂનીહ** ફ્રૂદ; સરખાવો ફા૦ **નિગૂન-તશ્ત**, "આસ્માન," અસલ અર્થ એકદમ નિચે યાને જમીનનાં પેટાં સુધી, આસ્માનની નિચેની ઊંડાઈ સુધી.

(૫) **હમ-દાશ્ત**, અસલ અર્થ, "સાથે રાખતા હતો."

(૬) **રાએ;** સરખાવો પહલવી **રાએ-આઓમંદ**, અવ૦ **રએવંત**, "ચલકતું."

(૭) **મદમ હમ-બૂદ**, "આ વિષે મારી ખાતરી છે." (૮) બહેશ્તના ત્રણ જાણીતા તબક્રામાંનો એક. એ ત્રણ તબક્રાઓને અહીં **ખોરશેદ-પાઈગ, માહ-પાઈગ, અને સ્તર-પાઈગ** કહે છે.

(૯) **દાદિસ્તાન.** (૧૦) અસલ અર્થ: "હું જોઈ શકયો નહિ."

આ પૃથ્વીનાં છેક નિચલાં ભુવન (આકાશ) સુધી મેં જોયું, ત્યારે તેનાં તેજ અને ખોરેહ, જે સામટાં તે ધરાવતો હતો, તેની ઉપર મે નજર કીધી, (પણ) તેનાં તેજ અને ખોરેહ જે તે ધરાવતો હતો અને જે આસમાન[1] સુધી લંબાયલાં હતાં, તેનો છેડોજ મને જણાયા નહિ; વળી અહીંથી તે આસમાન ઉપરનાં ઇન્સાફનાં ધોરણને હું ખુલ્લે ખુલ્લું સમજી શકયો નહિ. (૩૦) અને જ્યારે ઉમદા મીનોઈ અસર ધરાવનાર તારા બેટા આગલ મને લઈ જવામાં આવ્યો, ત્યારે તેની તરફથી લાંબો વખત સુધી જુદી જુદી બાજુ મેં જોયા કીધું; અને તેનામાંથી (પ્રગટી નિકલતાં) તેજ અને ખોરેહ જે સામટાં આ પૃથ્વીના સણગાર માટે તે ધરાવતો હતો તેઓની તરફ ચોકસઈથી જોયું, પણ તેનો પ્રકાશ અને તેનું ખોરેહ છેડા વિનાનું (હતું); એ વિષે મારી એમ ખાતરી થઈ [ યાને મે એમ માન્યું] કે એની ચાલાક વૃત્તિથી 'તનુ-ઇ-પસીન' થશે; પણ 'તનુ-ઇ-પસીન'ને લગતું ઇન્સાફનું ધોરણ મને ખુલ્લું સમજ પડ્યું નહિં. (૩૧) તારો આ દીકરો એમ ધારે છે કે 'બીજા કોઇબી શખ્સ કરતાં આ તનોમંદ દુન્યામાં વધારે માહન ચીજ હું કરી બજાવીશ;' પણ ધ્યાન રાખજે કે તું જયાંબી જશે ત્યાં એ તેવી ચીજ બજાવશેજ, અને તારો એ દીકરો તારી સાથે નહિ ( પણ ) પોતાના મુરબ્બી ગુશ્તાસ્પ (પાદશાહ)ની સાથે રહેશે."

(૩૨) એક ( મોજેજો ) જે વિષે જણાવવામાં આવ્યું છે તે આ છે કે જ્યારે ઝરથુશ્ત્ર સાત વર્ષનો થયો ત્યારે દૂરાસ્રૂબ, પેલા બ્રાત્રૂગ-રીશ કરપએ ઝરથુશ્ત્રને આગળ બરાબર નહિં જોયલો તેને લીધે, પઍારૂશાસ્પને કસએ જઇ તેની સાથ જોડાયો, અને તેઓએ ઝરથુશ્ત્રને પોતાની નજદીકમાં ધ્યાણ આપી જોયો, જ્યારે બીજાં છોકરાઓ સાથે તે ઘર[2] (જેવું રમકડું) બનાવતો હતો; બુરી દયાનત સાથે તે લોકોએ જાદુગરી હીકમતથી ઝરથુશ્ત્રનાં મનને ઝેર દેવાની[3] (યાને બગાડવાની) કોશેશ કીધી,[4] અને તેટલાવાસ્તે તેઓએ છોકરાઓની ઉપર બીહક અને ધાસ્તીની અસર કીધી.

---

(૧) આસીમાન.

(૨) લેવતા અપુર્નાએ-ઈગાન્ કાતગ કર્દ (બહેતર વાંચણઃ કતગ્ કર્દ; સરખાવો ફા૦ કદહ); કાતગ્ લઇએ તો અરબી કાદીહ, યાને "અભ્યાસી" એવા અર્થનાં બોલની સાથ સરખાવી શકાય, અને તરજુમો ફેરવીને કરતાં -"(તેના વર્ગનાં) બીજાં છોકરાંઓ સાથ અભ્યાસમાં ગુંતાયલો હતો (ત્યારે)" એવો અર્થ થઈ શકે.

(૩) વિનાસીદન.

(૪) એ ધતીબુનસ્તનો અર્થ એક ખાસ ફારસી ભાષાની રૂઢી મુજબ થાય છે. સરખાવો ફા૦ બર દર ઇ દેલહા નિશસ્તન, "લોકોના દીલ જીતવાની કોશેશ કરવી તે."

(૩૩) અહીં એક આલી ચમત્કાર તેઓના જોવામાં આવ્યો કે જે ઝરથુશ્ત્રના મજબુત મન, સ્વ–કાબુ, જાતી હીંમત અને પ્રતાપમાંથી (જાહેર થયો હતો), જેમ દીનમાં જણાવે છે તેમઃ "જ્યારે (બેઉ કરપોની) બેહુંડી વાતોથી[1] સઘળાં છોકરાં એકદમ[2] ઘણુજ હેબતાઈ ગયા હતાં, ત્યારે ઝરથુશ્ત્રએ પોતાની મનની નજર તેઓથી જરાબી બંધ કીધી નહિ હતી."[3]

(૩૪–૩૫) એક (વધુ) એવો મોજેજો જાહેર થયો કે જ્યારે તે બેઉ કરપો પઓરૂશાસ્પના ઘરમાં સાથે મલ્યા ત્યારે પઓરૂશાસ્પે ખોરાક[4] તૈયાર કરાવી, તે તૈયાર કરેલું ખાણું ઘોડીના દુધથી ભરેલાં પ્યાલાં સાથે તેઓ આગલ મુક્યું,[5] અને તેણે દુરાસ્રૂબને નિચે મુજબ કહ્યું:–"તું મારા મુલકના રેહેવાસીઓમાં[6] સર્વેથી ચુસ્ત દેવ-પરસ્ત છે, તો મારા આ (દેવતા)ની તું બંદગી કર."[7] (૩૬) (પણ અહી) જેમ દીનમાં જાહેર કર્યું છે તેમ, તેવણનાં બચપણમાં એક ઉમદા ચમત્કાર ઝરથુશ્ત્રના ડહાપણને લીધે પ્રદર્શીત થયો, તે એકે ઝરથુશ્ત્રએ પોતાનાં પીતાને નિચે મુજબ જવાબ વાળ્યોઃ "ઓ પીતા! હું એ (તમારા દેવતા)ની પરસ્તેશ નહિ કરવાનો,[8] પણ જે બંદગીને લાયક મારો (અહુરમઝદ) ખોદા છે તેની બંદગી તમારે કરવી જોઇએ."[9] (૩૭) અને (તે ઉપરથી) પઓરૂશાસ્પ બોલ્યોઃ "જો તું એ મારા (દેવતા)ની બંદગી નહિબી કરશે તોબી મારો (દેવતા) મારા જેવાઓથી[10] પૂજાવાનોજ." (૩૮) ત્રણ વખત તે બેઉ જણાઓએ

---

(૧) સખૂન ઇ હરેદીહ; સરખાવો અવ૦ હરેથી. (૨) પવન ફ્રાજીહ્.

(૩) ઝક્ ઇ ઑલા દોઇસ્ ઇ પવન્ મીનિશ્ન; સરખાવો અવ૦ દોઇથ્ર (ધાતું દીઃ "જોવુ"), "આંખ," "ચશમ."

(૪) સરખાવો અવ૦ ગંગહ્, (બુરા માણસનું) "ખાવું." (૫) ફ્રાજ્–અશ્ દેહીદ.

(૬) અસલ અર્થ "મારા તાલુકાના માણસોમાંથી." દુરાસ્રૂબને અહી આગલા આર્યન દેવલોકોનો ચુસ્ત પૂજારો જણાવ્યો છે; આવા દેવોની પૂજા તોડવા સારૂં ઝરથુસ્ત્રનો ધર્મ સ્થાપવામાં આવ્યો હતો. (૭) યાનેકે, "આ મારા (દેવતા) ની પૂજા કરીને (જમવાની બાજ ધર)." હું માનું છું કે પઓરૂશાસ્પ કોઈ ચોક્કસ આર્ય દેવની પૂજા કરનારો હશે, અને તેથી દુરાસ્રૂબને પોતાના માનીતા દેવની પૂજા કરવા તે અરજ કરે છે.

(૮) દુરાસ્રૂબને જે શબ્દો પઓરૂશાસ્પે કહ્યા તે સાંભળતાંજ ઝરથુસ્ત્ર બાહીંમત પોતાના બાપના ધર્મી તરીકાને માનવાની સાફ ના પાડે છે. (૯) યાને, "(અહુરમઝદ) જે આરાધનાને લાયક (સાચો દાદાર) છે, તેની તમોએ બંદગી કરવી જોઇએ."

(૧૦) મારાથી અને બીજાઓથી.

એજ પ્રમાણે બોલવું ચાલું રાખ્યું,[૧] તે પછી ઝરથુશ્ત્ર ઉભા થયા અને પોતાનો જમનો પગ વાલી[૨] (ગુંઠણ ઉપર પડી નમન કરતાં) તેઓની નજદીક નિચલા સખુનો બોલ્યાઃ "હું અશો નર અને નારીઓને[૩] માન આપું છું; હું નીતિમાન ગરીબો-માંના નર અને નારીઓને માન આપું છું, નહિ કે બુરાં મરદો અને ઓરતોને; જ્યારે[૪] પઑરૂશાસ્પ સાથે કોઇબી પુરૂષ જોડાશે, અને જ્યાં ખરી બંદગી કરવામાં (ભાગ લેશે), ત્યાં દરેક બંદગી આખરેબી ખોદાની પરસ્તેશ કરનારાઓને લાયકની બનશે, એટલે કે જેની આરાધના થવી જોઇએ તેનીજ ભકતી (આખરેબી) થશે."

(૩૯) એક (વધુ મોજેજો) નિચે મુજબ જણાયો હતો કે, તે પછી કરપ દુરા-સ્રૂબે ઝરથુશ્ત્રને કહ્યું:[૫] "તનોમંદ હૈયાત પુરૂષોમાં નઑદર અને રાગ ને વટીક ગણુતાં,[૬] તારાં નસીબની બરકતને લીધે તું સર્વથી શ્રેષ્ઠ[૭] છે, છટાં તારૂં મોત તુને રીબાવીને લાવવાનું હતું,[૮] (પણ તેમ બન્યું નહિ તેથી) હું તે (તારૂં બખ્ત) તારી પાસથી છીનવી લેવશ;[૯] હું તારો જાન લેવશ (અને તેમ કરવાથી) હું પોતે વધારે લાયક બનશ,[૧૦] [યાને કે તારૂં બુલંદ તાલે મારાથી ખુચવી લઈ જવામાં આવશે;] હમના આંખના એક પલકારામાં, તું કે જે બુલંદીએ પહોચેલો છે તેનો જીવ હું લેવશ, અને એવું બનશે કે મારી ખુની આંખોથી[૧૧] જે મકાન કે તારૂં નથી તે મકાનમાં

---

(૧) અંદર્ગે બૂર્દ; અહી પહલવી શબ્દ અન્દર્ગ તે અવસ્તા અન્તરે ઉપરથી અન્દરે બનીને અંદર્ગ્ થયો છે. અંદર્ગ્ બૂર્દન્ સાથ સરખાવો ફારસી દર-બુર્દન્, "અંદર લઈ જવું," "દાખલ કરવુ."

(૨) પવન ઝફ્-ઇ દશ્નો રેગલા ફ્રાજ્-શ્કસ્ત્. ડા૦ વૅસ્ટ મુજબ તરજુમોઃ- "અને તેવણ અમર રહેલા સખુનો ઉચ્ચારી ઉઠયા." ડા૦ વૅસ્ટનું વાંચણઃ-"સખુન ઇ લેયલમિન્."

(૩) અથવા, "મરદો અને ઓરતોને"

(૪) અમત; અથવા "એવી મકસદથી કે," "એવા હેતુથી કે."

(૫) દ્રાચીદ્, બુરા માણસોનું બોલવુ, જે ઉપરથી "બડાઈ ફાંધી"

(૬) બઍન્; અસલ અર્થ-"રાગો અને નોદરોની અદર." (૭) મૂન્ તર્ ફ્રતૂમ.

(૮) ડા૦ વૅસ્ટ મુજબ-"તારી ગણુત્રી આફતની હતી."

(૯) મિન્ બાહર બશિશ્નીહ.

(૧૦) અશ્ દેશ્નૂનમ્, ફ્રાજ્ અર્જાનીગીનીદ્ હવાઓમ.

(૧૧) અથવા. "ખુનખાર આંખો સાથે;" યાને, "બુરી દાનતથી ભરેલી આંખો સાથે." અહીં દુરાસ્રૂબ કુદરતી રીતે બ્રાત્રૂગ-રીશને હાથે થનારાં ઝરથુસ્ત્રના ખુન બાબે વગર

હું તુને જોવશ." (૪૦) અને અહીં એક મહાન ચમત્કાર ઝરથુશ્ત્રના બાબમાં જાહેર થયો, કે જ્યારે પેલા પાપી નાપાકને ઘણીજ ચાલાકી સાથે આટલી નાજુક ઉમરે—જેમ દીનમાં જણાવ્યું છે તેમ—નિચે મુજબ ઝરથુશ્ત્રએ જવાબ વાલ્યોઃ "પણ આંખના એક પલકારામાં, ભલી વૃદ્ધી અને સંપૂર્ણ ભક્તિભાવથી (હુ કહું છું કે), હું ખુલ્લે ખુલ્લી રીતે તું નાપાકનું ફેજ જોઈ શકુ છું, એટલે કે, જે દોજખ તારૂં છે તે મકાનમાંજ હું તુને જોવું છું."[1]

(૪૧) એક (વધુ મોજેજો) ઝરથુશ્ત્રએ તે દુરાસ્રૂબ કરપને[2] વિષે આપેલા જવાબ ઉપરથી જાહેર થયો, (જેને વિષે) જેમ દીનમાં જણાવ્યું છે તેમઃ—"દસ ઘોડીઓનુ દુધ દોહવવા[3] સારૂં એકજ દુધ દોહનાર હોય અને જેટલો વખત તે લગાડે, તેટલા લાંબા વખત[4] સુધી પેલો ઘાટકી (દ્રવંદ) અશક્ત[5] અને ગભરાયલો[6] પડી રહ્યો."

(૪૨) બીજો ચમત્કાર જે જોવામાં આવ્યો તે આવો હતોઃ— "જ્યારે તે જાદુગર ગભરાતમાંથી મુક્ત થયો[7] ત્યારે ઝરથુશ્ત્રને તેણે ઉપલાજ સખુનો પાછા કહ્યા, અને ઝરથુશ્ત્રએ પાછો તેજ જવાબ વાલ્યો, (જે સાંભળતાં) દુધાલી વીસ ઘોડીઓ જેનો દુધ કાઢનાર એકજ હોય, તેણે તેઓને દોહવતાં જેટલો વખત લાગે તેટલોવાર નવેસરથી તે ઘાટકી પુરૂષ પાછો અશક્ત અને ગાફેલ થઈ પડ્યો."

(૪૩) ત્રિજો ચમત્કાર જાહેર થયો તે નિચે મુજબ હતોઃ—"જ્યારે બીજીવાર તે જાદુગર બેભાનીમાંથી બાહેર આવ્યો ત્યારે તેણે તેવીજ રીતે ઝરથુશ્ત્રને પાછુ કહ્યું, અને ઝરથુશ્ત્રએ પાછો તેને તેજ જવાબ દીધો, (જે સાંભળી) દુધાલી ત્રીસ ઘોડીઓને દોહવતાં એકજ દુધ દોહનારને જેટલો વખત લાગે તેટલો વખત સુધી તે કર્પીણુ આદમી ફરીથી નીર્બલ અને ગભરાયલો થઈ પડયો."

---

ઘ્યાણે બોલી દે છે. ડા૦ વૅસ્ટનું વાંચણુ.-ઝેકત્લુનેદ્, અને તરજુમો "તે ઉપરથી મને લાગે છે કે બુરી નજરથી એ તુને તે ઘરમાં મારી નાંખશે."

(૧) યાને, બુરાં આસામીઓ જે ઘરમાં જાય છે તેમાં (યાને દોજખની સરજત ભોગવતો) તેને ઝરથુશ્ત્ર જુવે છે.

(૨) **મદમ્ ઑલ્ કરપન.**

(૩) **દૂસિશ્‌ન કે દૂસીદાર;** સરખાવો અવ૦ **દુહ, દુધ,** "દુધ દોહવું તે."

(૪) હું એ શબ્દને **દરેંગ્** વાંચું છું, જે અવ૦ **દરેઘ** ઉપરથી નિકલ્યો છે, સામાન્ય રીતે એ શબ્દ **દીરંગ** વંચાય છે. (૫) **અકાર.**

(૬) **સ્તર્દ;** સરખાવો અવ૦ **સ્તેરેત,** "બીધલો" (ધા. **સ્તર,** "પંથરાઈ જવું," "વીખેરાઈ જવું.") (૭) **ફ્રાજ્ પેહવૂન્ત.**

(૪૪) એક મોજેજો નિચે મુજબ જણાયો હતો કે જ્યારે પેલો જાદુગર ગભરાતમાંથી સાવધ થયો ત્યારે નિચે મુજબ તે બોલી ઉઠયો:–"મારો પેલો ઘોડો હાંકીને લઈ જવા સારૂં[1] તમારે તેને ગાડી[2] સાથ જોડવો, [યાને તેને સામન નાંખી તૈયાર કરવો[3]], કારણ કે મને જે મારનાર છે તે માંથ્રની મદદથી, તેમજ પોતાની સત્તાના બળથી,[4] આ દુન્યામાં આવી પોહોંચતાં મારૂં મરણ નિપજાવશે;" જે સાંભળી પેલા ઘોડાને હંકારી લઈ જવા વાસ્તે તેઓએ તેને એક ગાડી સાથ જોડ્યો. (૪૫) અને આ વખતે ઘણાઓને એક સરસ મોજેજો દેખાયો, જેમ દીનમાં કહેલું છે તેમ: "જ્યારે કેટલાક યુજયાસ્ત[5] જેટલે દુર બીજાઓની સાથે દૂરાસૂબ આગલ ચાલ્યો,[6] ત્યારે એક દરદે તેની ઉપર હુમલો કીધો;[7] તે એકદમ ગભરાઈ ગયો, જેથી મેં જેમ આગળ કહ્યું છે તેમ એમ બન્યું કે, તેની મની એટલી જોસભર બહાર કુટી નિકલી[8] [એટલે કે, તે ચામડીની ઉપર સુધી કુટી નીકલી, અને તેની ચામડી ફાટી ગઈ], અને જેથી તેની જાંગ આગલથી કમર છુટી પડી ગઈ,[9] અને તે પછી તે નિચે તુતી પડીને મરી ગયો;[10] અને તે બાદ તેનાં ફરઝંદો,[11] અને તે બાદ તેનાં ફરઝંદોનાં ફરઝંદોબી[12] મરી ગયાં."

---

(૧) પ્રયોજક ક્રીયાપદ; અવ૦ **વઝ**, "હાંકવુ," "ઉતાવલે જવુ." (૨) અવ૦ **રથ.**

(૩) **બઍન્ અસ્નીદ્**; સરખાવો ફા૦ **દર બસ્તન્**, "બાંધવુ."

(૪) **દાદિસ્તાન આઑમંદીહ્.**

(૫) એજ શબ્દને બીજી રીતે **યૂજીસ્ત** અથવા **યૂજીસ્તા** વાંચવામાં આવ્યો છે, એનો **અર્થ** હીદી યા સંસ્કૃત ભાષા પ્રમાણે **યોજન** નામનું લંબાઇનું માપ દેખાડે છે. ઇરાનીઓનો **એક** માઇલ તે એક હજાર પગલાં જેટલો હતો, અને એક **યૂજીયાસ્ત** તે રોમન ૧૬ માઇલ જેટલો લાંબો તફાવટ હતો. (૬) **બરા મત.**

(૭) **બએન્ યેગવીમૂનાદ્**; સરખાવો ફા૦ **દર ઇસ્તાદન**, "શરૂ કરવું,' "હુમલો લઈ જવો."

(૮) **નસહુન્તન**, "બગાડી નાંખવું," "બેશીકલ કરવું," "મરડી નાંખવું."

(૯) **વ પાહલૂગ્ અઝશ્ વિસસ્ત્ મિન રાન**; સરખાવો ફા૦ **ગુસસ્તન.**

(૧૦) અસલ અર્થ, "અને પછી નિચે પડીને મરી ગયો," "ઉધે મસ્તક પડીને મરી ગયો." (૧૧) ફા૦ **ખુન-નૂશાહ**, અસલ અર્થ. "દુધ પીતુ બાળક."

(૧૨) **અદીન ઝક્ દ ઑલા ખુન્-નૂશગાન ખુન-નૂશગ**; જુઓ પહલવી "**ઝાદસ્પરમનાં ચુંટી કાઢેલાં લખાણો,**" પ્રકરણ ૧૯ મુ, ફકરા ૧–૮, જ્યાં અહી કરતાં સહેજ ફેર સાથે એ બીના જણાવી છે.

(૪૬-૪૭) એક મોજેજા વિષે એવું જણાયલું છે કેઃ-"(અહુરમઝદ સાથ) દીનને લગતી પુછપરછ કરવા જવા અગાઉ જરથુશ્ત્રમાં[૧] એક એવી મન શક્તિ દેખાતી હતી કે જે આખી દુન્યાનાં આદમીઓનાં (મન) કરતા વધારે બોહોલી,[૨] અને સઘળી બાકી દોલત કરતાં વધારે ઉમદા હતી; તેવણની સમજ શક્તી[૩] સર્વથી સરસ કઉવત ધરાવતી હતી, તે સાથે તેવણનું બુદ્ધી બળ સઘળું પારખી શકે તેવું હતું,[૪] તેવણનું ડહાપણનું બળ[૫] દરેક ચીજ પીછાની લેવામાં શ્રેષ્ઠ હતું;[૬] (તે સાથે) કયાની ખોરેહ જેનું રક્ષણ બહુ બોહોલું હતું તે, અને અથોરાનાનોનુ ખોરેહ જે પવિત્રાઈની અને ઉપયોગી કોશેશો તથા સત્તાની સંપુર્ણ બાહેશવાલું હતું તે, અને બાહદુરી તેમજ કીર્તીની[૭] બુલંદી, એ સર્વે તેવણનામાં જોડાયલાં હતાં; અને ખુબસુરત દેખાવડું અને જોરેમંદ શરિર[૮] જેમાં જરથુશ્ત્રના ચાર પેશા-જે આથ્રવન, લડવૈયા, ખેડુત અને હુન્નર ઉદ્યોગના ધંધાને લગતા-હતા તેઓની સઘળી ખાસ્યતો સમાયલી હતી; (તે સાથે વળી) પવિત્ર યઝદી હસ્તીઓ અને ભલાં માણસો સાથની ઉત્તમ દોસ્તી, અને દેવો તથા બુરા માણસો તરફનો સખત ધીક્કાર તેવણનામાં હતો. (૪૮-૪૯) બે પગાં[૯] માણસોમાં જેવણ એક યઝદ[૧૦] હોય તેવણનો ખવાસ[૧૧] એવોજ હોય; પવિત્ર હસ્તીઓ (યઝદો)નાં શ્રેષ્ઠ ગુણો અને અહુરમઝદ તરફની લાયકાતને[૧૨] લીધે આવતી સંપૂર્ણતાની હાલત તેવણનામાં હતી, જેનાથી (ખોદા સાથની) એકયતા શણગાર પામે છે તે તેમની હતી, તેથી જેઓ હાલમાં હૈયાત છે, જેઓ હૈયાતી ભોગવી ગયા, અને જેઓ હવે પછી હસ્તી ભોગવશે, તે

---

(૧) **મદમ-અશ્‌**; અસલ અર્થ "તેને વિષે".

(૨) **ફ્રાખૂ-તર**, "વધારે પહોલી થયલી."

(૩) અથવા "બુદ્ધિ."

(૪) અથવા, "જેના કઉવતથી દરેક ચીજનું બરાબર તોલ થઈ શકે છે."

(૫) **પતૂગ્‌**, "કઉવત"; અવ૰ **પઇતિ** અને **તૂ**. (૬) **હુમાગ-અયાવ્‌**, "સઘળું મેલવતું."

(૭) **તગીગીહ વ અર્વંદીહ્‌**; સરખાવો અવ૰ **અઉર્વન્ત**, "વખણાયલું", "પ્રકાશીત"; એનો અર્થ "દબદબો" અથવા "બહાદુરી"બી થઈ શકે.

(૮) અસલ અર્થ. "શરીરનો ખુબસુરત દેખાવ, તથા તેના પુરતાં કઉવત સાથનું."

(૯) સરખાવો અવ૰ **પઇતિશ્તાન**, સસ્કૃત **પ્રતિષ્ઠાન**, "પગ".

(૧૦) અહીં **યેઝતીહ** શબ્દ **યેઝત-ઈ**ને બદલે આવ્યો છે.

(૧૧) **ચીગૂનીહ્‌**. (૧૨) **સજીગીહ** (**સજાગીહ** ને બદલે).

સઘળાઓ કરતાં તેવણુની ઘણી ચઢતી બુલંદીને સારૂ યઝદી શક્તિઓએ, તેવણુની અહુરમઝદ સાથની દોસ્તીને લીધે આ દુન્યામાં થનારી આમદ વિષે, સારી ખબર ચોમેર ફેલાવી હતી;[1] તેમજ આ દુન્યાના તે અહુ અને રતુ[2] ની કીર્તી, તથા તે અશો ડાહ્યો પુરૂશ જે તે જમાનાનો સંપૂર્ણ નેકીવાલો અને દુન્યાને જરાબી દુઃખ નહિ દેનારો[3] હતો, તેની ઝબાનનાં બહોલાં જોરની મદદથી,[4] ખરાબી લાવનાર (અહરમન) તરફથી જરાબી હેરાન થયા વીનાની હાલતમાં તેવણુ તરફથી થનારો આદમીઓનો છુટકારો[5] તે યઝદી શક્તિઓએ સર્વેને જાહેર કર્યો હતો. (૫૦) વલી દેવો ભલા લોકોની સાથે દોસ્તી રાખવા અને તેમની નજદીક પહોચવા[6] લાગ્યા, એવી (મતલબ)થી કે તેઓનાં ઘણા કીગો અને કરપો ભલા માણસોને આગલ પાડી[7] ઝરથુસ્ત્રને મુશ્કેલીમાં નાખી તેવણુને હરાવશે.

(૫૧–૫૨) અને ઝરથુશ્ત્ર ત્રીસ વર્ષની ઉમરના થયા ત્યારે વોહુમન અમેશાસ્પેન્દ, અહુરમઝદનાં સુલ્લેહનાં કાસદ તરીકે, તેવણુની આગલ આવ્યા, જે વખતે કે ઝરથુશ્ત્ર એક નદીની શાખામાંથી[8] હોમની ક્રિયા કરવાને માટે પાણી[9] લાવતા હતા; જેમ દીનમાં કહ્યું છે તેમઃ–"જ્યારે તે (ઝરથુશ્ત્ર) ત્રીજી શાખા નદી, જે વંઘુહી-દાઇત્ય[10]ની હતી, તે તરફ આવી પુગા ત્યારે તેની અંદર થઇ આગલ ચાલવા મંડ્યા;

---

(૧) ઝક–અશ્ સ્રોઓ દશ્નૂનાન્દ. (૨) ગેતી અને મીનોઈ દુન્યાના ગુરૂ.

(૩) અવિઝન્દીહ–ઇગ્. (૪) પવન હૂઝવાન્ ઇ ફ્રબદ સ્રાતગ્ દાનાગ્.

(૫) બુજાઝીહ્.

(૬) વાંચણુ. મહ્ન્ દાશ્ત; એનેજ બીજી રીતે મિત્રો દાશ્ત્ વાંચી શકાય, જેનો અર્થ "દોસ્તી રાખી" થાય.

(૭) સારીનીદન્; સરખાવો અવ૦ સાર, "કોઇને પોતાનો સરદાર બનાવવો તે"; જુવો અવ૦ સાર, સારૅમ્નો (એ શબ્દના ઉપયોગ માટે જુવો પ્રકરણ ૧ લું, ફકરો ૯ મો). ડા. વૅસ્ટ મુજબ. "સારાં માણસોપર અસર કરવી."

(૮) અમ્ઍવતાગ્, ઘણું કરીને દાઇત્ય "નદીની એક શાખા, અથવા નેહર".

(૯) પહલવી; મયા ઈ હઓમીગાન્, સરખાવો વિસ્પરદ, હા ૧૧ મો, ફકરો ૨ જો. "ઇમાંમ્ આપૅમ હઓમ્યાંમ", જેનો પહલ્વી તરજુમોઃ "મયા ઈ હઓમીગાંન્" કરેલો છે. એનો સાર એ કેઃ હઓમની ક્રીયાને સારૂ એક નદીમાંથી ઝરથુસ્ત્ર પાણી લાવતા હતા ત્યારે.

(૧૦) અવ૦ દાઇત્ય, ઇરાનવેજની એક નદીનું નામ. બુન્દહિશ્ (૨૪,૧૪) મુજબ બધી નદીઓ કરતાં મોટી એ નદી હતી.

અને (તેનું પાણી લઇ) ત્યાર પછી પાછું ફરતાં તે નદીના કીનારા ઉપર ચઢતા હતા,[૧] તેવામાં દક્ષીણ[૨] દીશાથી આવતા એક માણસને તેવણે જોયો; તે મર્દ વોહુમન (બેહેમન અમેશસ્પેન્દ) હતો; અને તે વોહુમન તનોમંદ હાલતનો એક નમુનેદાર[૩] આદમી જેવો હતો, [યાને બીજા કરતાં શારીરીક બાબદમાં ઉત્તમ દેખાવ[૪] તેનો દેખાતો હતો]; તે નેકીમાં પ્રવીણ [એક નકલ કરવા યોગ્ય નમુનો તે દરેક ચીજ માટે હતો]; અને ઉંચાઇમા તે ત્રણ ભાલા જેટલી લંબાઇવાલા આદમીનાં કદનો[૫] લાગતો હતો; અને તે વોહુમન સરોવરના ઝાડની[૬] એક ડાખલી પોતાના હાથમાં લઇને જાણે આવતા હોય તેમ જણાયા, જેવણને તે ઝાડ લાવતાં કંઈબી તે ઝાડથી ઇજા[૭] થઈ નહતી; એ મઝદયસ્ની દીનનું મીનોઈ ઝાડ હતું,[૮] જે ઉપરથી એવું સાબેત થતું હતું કે મઝદયસ્ની દીનની મદદથી આ દુન્યામાં એવીજ વગર ઇજાની હાલતે[૯] આગળ વધવાનું આદમીને બનવા જોગ હતું." (૫૩) એક (લખનાર) એમ કહી ગયો છે કે મીનોઈ શાંતિનું[૧૦] તે[૧૧] (એક ચીન્હ) હતું, અને તે એવું દેખાડતું હતું કે આ દુન્યામાં દરેક માણસ સાથે સુલ્લેહ સંપજથી રહી શકાય એવી રીતે વગર ઇજાએ આગલ વધવાની દરેક આદમીની ફરજ છે.

(૫૪) જ્યારે ઝરથુશ્ત્ર દાઇત્યની ચોથી શાખા નદી આગળ આવ્યા, અને અરીખ્સન-રૂદ,[૧૨] જે વેહદાઇતી નદીનું બીજું નામ છે, ત્યાં સુધી આવી પોંહોંચ્યા

---

(૧) યાને કે, જ્યારે પાછો ફરતા દાઇસ નદીના કીનારા ઉપર તેવણ ચહડતા હતા ત્યારે તેવણે બેહમનને માણસના આકારમાં જોયો

(૨) **રપિથ્વિનતર્.** (૩) સરખાવો હાલનો ફારસી શબ્દ **પીશ,** "એક નમુનો".

(૪) **પવન્ તન્ ચશ્મતર્.** બીજી રીતે "તેનું શરીર આંખને ખુશ કરનારૂં હતુ."

(૫) **ચંદ્ ઝક્ ઇ સે ગબ્રા નઍઝગ્ બાલાએ.**

(૬) સરખાવો. ફા. **સર્વ્,** "સરોવરનું ઝાડ" (સરખાવો પહલવી **બેહુમન યશ્ન,** પ્રકરણ ૧ લુ). ડા. વૅસ્ટ મુજબ **અરૂસ્ તાક્,** "એક ચલકતી ડાંખલી."

(૭) અવ૦ **રઍશ, ફા. રિશ્,** "જખમ." (૮) **ઝક્ મઇનૂગ્ તાક ઇ દર્ઍન વેહ્વૂન્ત.** (૯) **અરીશીદારીહ્ા.** અહી જે ઉચો વિચાર દર્શાવવામાં આવ્યો છે તે એ કે: જેમ બેહમન દીનનું ઝાડ (સરોવર) પોતાના હાથમાં લઇને ચાલતાં ઇજા પામ્યા નહિ, તેમ કોઇબી પુરૂપ તે ઝાડ હાથમાં ધરે—યાને દીનને વલગી તે પ્રમાણે ચાલે-તો તે આ દુન્યામાં કંઇબી હાની પામે નહિ.

(૧૦) **મઇનૂગ્ આરતગીહ્.** (૧૧) સરોવરનું ઝાડ.

(૧૨) **સામાન્ય નામ દાઈત્ય.** એ નદીને **ઍરૅખ્સીસ** પણ કહે છે.

તથા તેની અંદર થઇને હોમની યઝશ્ને માટે ચોખ્ખું પાણી લાવવા ગયા, અને પછી ત્યાંથી કીનારા ઉપર[1] પાછું ફરતાં પોતાનો જમનો[2] પગ અરીખ્સન નદીની બાહેર કાઢી તેવણ કપડાં પહેરતા હતા,[3] તે દરમ્યાન બેહમને તેવણને નજદીક આવવા અને સન્મુખ થવા[4] આદેશ દેખાડી.[5] (૫૫) ત્યારે તે માણસે (બેહમને જરથુશ્ત્રને) નિચે મુજબ પુછયું:—"તું કોણ છે! અને કોણની ઓલાદથી છે?[6]" (ઝરથુશ્ત્રએ જવાબ વાલ્યો): "હું સ્પીતમના ખાન્દાનનો ઝરથુશ્ત્ર છું."

(૫૬) બેહમનનો બીજો સવાલ (નિચે મુજબ હતો)[7]:— "અએ સ્પીતમના ખાન્દાનના ઝરથુશ્ત્ર! તારી ઉમદા[8] જેહમત શાને માટે છે?[9] [યાને શાને ખાતર તુને મેહનત વેઠવાની જરૂર છે?] તારી ઊમદા જાતી મેહનત શાને ખાતર છે? અને શાની તરફ તારી ઇચ્છાની વલણ[10] છે?" (૫૭) ઝરથુશ્ત્રનો જવાબ નિચે મુજબ (હતો): "મારી જેહમત પવિત્રાઇને ખાતર છે, મારી ઉમદા જાતી કોશેશ પવિત્રાઇને ખાતર છે, અને મારી ઇચ્છા પવિત્રાઇ તરફ વલણ (ધરાવે છે), [યાનેકે એવી જ ચીજ

---

(૧) **લાલાઇહ.** (૨) અવ૦ **દશિન.**

(૩) **અફ્રશ્ મદમ્ લેબૂશીહ નિહૂફ્ત,** (અસલ અર્થ "તેવણ પોતાને કપડાંથી ઢાંકતા હતા)"; અરબી લોગત **લેબાસ્** "પોશાક."

(૪) **પીશ્ નર્ઍમગ્ પદીરગ્.**

(૫) **આયૂબીહ્;** સરખાવો ફા. **યૂબીદન,** "ઇચ્છવું."

(૬) **ઉશ્તવઇતી ગાથા** (હા. ૪૩,૭) માંથી આ પહલવી વાક્ય ટાંકવામાં આવ્યું છે

(અવસ્તા) **હ્યત્ મા વોહૂ પઇરિ જસત્ મનંઘહા,**

**પૅરૅસત્ચા માઃ "ચિશ્ અહી કહ્યા અહી?"**

(અવસ્તાનો તરજુમો) "જ્યારે મારી આગલ બેહમન આવ્યો, અને પુછયું: "તું કોણ છે? અને કોણનો તુ છે?" ઉપલા ગાથાના શ્લોકનો પહલવી તરજુમો નિચે મુજબ છે:—

**અમત્ અવો લિ વોહૂમનો બરા મત, પૂર્સીદ્-અશ્ મિન્**

**લિ અઇધ્: "મૂન હુવા-આઍ, વ મિન મૂન હુવા-આઍ?"**

[ઉપલાં પહલવી તરજુમાનો અર્થ અવસ્તાના તરજુમા બરાબરનો છે]. બેહતર વાંચણ: **મૂન હુવા આએ, મિન્ અઇધ્ હુવા આએ?** "તું કોણ છે અને કયાંથી (આવેલો) છે?" (DM. માં **અઇધ્** ને બદલે **ઝક** લખાયલો મલે છે.)

(૭) **મિલયા ઇ વોહૂમનો,** અસલ અર્થ: "બેહમનના સખુનો અથવા વચણો."

(૮) ફારસી **ફ્રાજ્,** "ઉંચે દરજ્જેની." (૯) **રંજગ્ બરા ચેહવૂનીહ્.**

(૧૦) **લક્ કામગ્-દહિશનીહ્.**

તરફ વલાણ રાખવાની મને જરૂર છે], અને જ્યાં સુધી હું (સચ્ચાઇનો) એક શોધક છું ત્યાં સુધી હમેશાં અશોઇ ઉપરજ મારૂં ચીત હું રોકી રાખીશ."[1]

(૫૮) તે ઉપરથી બેહમનના સખુનો નિચે મુજબ (હતા):–"અએ સ્પીતમનાં ખાન્દાનના (નબીરા) ઝરથુશ્ત્ર! જે ચીજને પવિત્રાઇ (તું કહે છે) તે એક ખરી સત્યતા છે, [યાને કે જે કંઇ વસ્તુ ખરી (છે) તે પવિત્રાઇ ના જેવી છે]; જેથી કરીને એક શખ્સ જે કાંઈ પવિત્રાઇ છે તેની સાથ એક મલતો થઇને, તેને પોતાની બનાવે છે." (૫૯) તે ઉપરથી ઝરથુશ્ત્ર એમ બોલ્યા કે: "એક ખરી સચ્ચાઇ તેજ પવિત્રાઇ છે, અને તે બાબે મને સંપૂર્ણ રોશ્ની અને જ્ઞાન મલેલું છે કે જે કંઈ પવિત્રાઇ છે તેને બેહમન મારફતે એક (અશો) પુરૂષના બાબમાં કેમ મેલવવી?"[2]

(૬૦) જે ઉપરથી બેહમને નિચે મુજબ ઝરથુશ્ત્રને કહ્યું:–"અએ સ્પીતમનાં ખાન્દાનના ઝરથુશ્ત્ર! આ (માણસાઈ શરીરનો) પોશાક[3] જેમાં તું ફરે છે[4] તે (તનો-મંદ) પહેરણ તું કાઢી નાખ, જેથી[5] આપણે તે (ખોદાતાલા) સાથ મસલેહત કર્યે,[6] કે જેણે તુને બનાવ્યો છે, અને જેનાથી હું પેદા થયો છું, જે સર્વેથી વૃદ્ધી કરનાર મીનો છે, જે હસ્તીઓમાં સર્વેથી વધારે કૃપાલુ છે; અને હું જે બેહમન છું તે તેનો પ્રતિનીધિ[7] છું [યાને હું તે ખોદાનો દોસ્ત[8] છું]." (૬૧) ત્યારે ઝરથુશ્ત્રએ નિચે પ્રમાણે મનન કીધું;–"જે પેદા કરનાર દાદાર છે તે ભલો છે, અને આ (તેના) મીત્ર (બેહમન) કરતાં તે બેહતર છે." (૬૨) ત્યાર પછી બેહમનની ચારીથી[9] ઝરથુશ્ત્ર અને બેહમન આગળ ચાલ્યા, (બેહમન પહેલાં અને) ઝરથુશ્ત્ર તેની પુઠે.[10]

---

(૧) **વ યશરાઇશ્ લિ ચંદ્ ખ્વાસ્તાર્ હવાઓમ્ મિનમ્**, "અને પવિત્રાઈ ઉપરજ હું મનન કરૂં છુ, જ્યાં સુધી હુ (સત્યનો) શોધક છું (ત્યાં સુધી હું તેમજ કરતો રહીશ)." આ વાકય **ઉશતવઈની ગાથા** (હા ૪૩.૯) ના પહલવી તરજુમામાંથી ટાંકયું છે.

અવસ્તા **અષહ્યા મા અવત્ ઇસાઈ મન્યાઇ.**

પહલવી: **યશરાઇશ્ ચંદ્ લિ ખ્વાસ્તાર હવાઑમ મીનમ.**

(૨) અહીં લખાણ બેવડા અર્થવાલું અને ગુચવણ ભર્યું છે. કદાચ બીગડેલું હોય.

(૩) બેહતર **જામગ્ ઇ દહ્.** **દહ્** તેમજ **પેહબુન્** બન્ને ક્રીયાપદ તરીકે એક સરખા અર્થના હોવાથી નકલ કરનારે **દહ** શબ્દને અહી કહાડી નાખેલો લાગે છે. સરખાવો ફા૦ **દહ** "માણુસનું શરિર યા બંધારણુ." (૪) **દેબ્બૂન–આર્અ**, "તૂ પહેરે છે."

(૫) અથવા "તે પછી," "એ માટે." ફા૦ શબ્દ **ચૂન**, જે જુદે જુદે અર્થે વપડાય છે, તે તપાસો. (૬) **હમ–પૂર્સીમ.** (૭) ગૂબાક્, સરખાવો ફા૦ **ગવા**, "સાક્ષી."

(૮) અવ૦ **આખ્શ્ત.** (૯) **પવન્ અવાગીહ્ ઇ વોહૂમનો.** સરખાવો અવ૦ **અવંઘહ્.** (૧૦) **ઝરથુશ્ત્ર આખર્.**

# પહલવી ઝરથોશ્ત-નામું, ભાગ બીજો.

---

## બાબ ૩ જો.

---

**પહેલી** ગોફતેગોથી તે સાતમી ગોફતેગોના છેડા લગન (જે **ઝરથુસ્ત્ર સાહેબને અહુરમઝદ** સાથ) દસ વર્ષના લાબા અરસામાં થઇ હતી[1] (તે અરસામા) જાહેર થયલા મોજેજાઓ વીષે, અને (તે પેગમબર સાહેબની) દુન્યામાં દેખાડેલી અગમચેતી કરવાની (અદભુત) શકતીથી તેઓ વખાણને પાત્ર[2] થયા હતા તે વીષે; અને તે દસ વર્ષનો અરસો કે જેમાં આ (સાત) ગોફતેગો થઇ ગઇ હતી[3] (તે અરસા) પછીના બે વર્ષમાં આશીરવાદને લાયક[4] (શાહ) **કઍ ગુશ્તાસ્પ** તરફથી દીન કબુલ રાખવા (વીષે).

(૧) એક મોજેજો આ (હતો) કે જે[5] તે (પેગામબર સાહેબ) **પહેલી** ગોફતેગોમાથી પાછા ફરીઆ[6] ત્યારે જાહેર થયો હતો,[5] ત્યારે તેઓએ દાદાર **અહુરમઝદના પહેલાં પ્રથમ ફરમાનથી,** જ્યારે તેઓ કીકો અને કરપનોના ટોલાંની વચમાં માત્ર (એખલાજ વીંતલઇ ગયા) હતા ત્યારે, તેઓએ

૧ **ચેહવ્રુન્ત.** લખનાર કહેવા માગે છે કે એ ૭ ગોફતેગોને ૧૦ વર્ષ લાગા હતા કે જે અરસામાં, આ બાબમા જણાવેલા, ઝરથુસ્ત્રના મોજેજાઓ જાહેર થયા હતા

૨ અવ૦ ક્રિ, "વખાણ કરવા." એ૦ શબ્દનો અર્થ આશીરવાદ પણ થઇ શકે. જો એને આગલા શબ્દ સાથ જોડીને **વાવરીગાન** વાચીએ તો અવસતા **વેરે** "માનવુ" ઉપરથી એનો અર્થ "વિશ્વાસની લાયકાત" (trustworthiness) યા "યકીન" થાય

૩ **ચીગુન આખર મીન ૧૦ શનત ઇ બએન હમ પૂરસગીહ પવન ૨ શનત.** બોલેબોલ તરજુમો –" બે વર્ષમાં, જેમ તે ૧૦ વર્ષ પછી (બન્યુ) તેમ ... "

૪ જુવો અવ૦ **બરેજ,** "આશીશ દેવા" (to bless) અથવા "બુલંદ કરવુ"

૫–૫ **પએદાક અઇઘ અમત.**

૬. **લખવાર ચેહવ્રુન્ત,** જુવો ચાલુ ફારસી શબ્દો, **બાઝ-શુદન, બાઝ-આમદન;** બોલેબોલ તરજુમો આ પ્રમાણે છે. "જ્યારે તે (ઝરથુસ્ત્ર) પહેલી ગોફતેગોમાંથી પાછો (ફરયો) હતો ત્યારે."

(પોતાનો) પેગામબરી દાવો આશકારા કર્યો,[1] કે જે તેઓના વીચાર પ્રમાણે અહુરમઝદ પરસ્તી દીન અને અહુરમઝદની શાંતી હતાં; જેવી (આ ચીજ)[2] તેઓએ મોટે અવાજે સરોદ સાથે જાહેર કીધી, તેવા તુરતજ અહુરમઝદની દીન તરફ માણુસ જાતને તેઓએ ખેંચયા.[1] (૨) સબબ કે આ પ્રમાણે દીન જણાવે છે: "ત્યારે તેઓ કે જેઓ મુકામે[3] કરી ઠરીઠામ થઇ ગયા હતા અને ગાય ઢોરોની માલેકી ભોગવતા હતા,[3] જેઓ (આ) ખાકી દુન્યામાં (સુદરે) કુસ્તીના[4] (પવીત્ર પહેરણ) સાથે હતા. (અને) જેઓ શારીરીક હસ્તી ધરાવતાં હતાં તેઓ માટે ઝરથુશ્ત્ર સાહેબે તદન નકી કર્યું હતું[5] જે તેઓ ઉપર પુખ્ત ધયાન આપવું.[6]" (૩) અને જયારે તેનાં વચનો[7] સાંભલવાને માટે તેઓ તરફથી (તેને) એલતેમાસ કરવામા આવી,[8] ત્યારે ઝરથુશ્ત્ર સાહેબે અષોઇ શું હતી[9] તે (પોતાનાં) બુલંદ જ્ઞાનથી[10] શારીરીક હસ્તીવાલી દુન્યાને[11] મોટે અવાજે જાહેર કર્યું (૪) "અષોઇની વખાણ કરવી તથા દેવોને ધીકારવા અને (અષો) ઝરથુશ્ત્ર સાહેબની માઝદયસ્ની દીનને નમસકાર કરવો[12] તથા અમષાસપંદોની યઝશ્ન[13] તથા વખાણ (કરવી), એ હું તમો (આદમીઓ) માટે સર્વથી શ્રેષ્ટ તરીકે જાહેર કરૂં છું[14] અને વળી (તેઓને) જણાવું[15] જે દેવોને

૧ **કરીતૂન્ત;** બોલેબોલ અર્થ "બોલાવ્યાં"

૨ એટલે, દીન

૩–૩ **માનિશન-આઓમંદ વ ગઓસ્પેન્દ–આઓમંદ.**

૪ **ઝક ઇ પવન અઇવ્યાનગહાન,** જુવો અવ૦ **અઇવ્યાઓંઘહન** (ધાતુ **યાઓંઘહુ** "પેહરવુ") એટલે "કુસ્તી," જે દીનની નીશાની છે

૫ **હુમ–આરાસ્ત.**

૬ **બરા–નિગીરિશ્નીહ;** ખરૂ જોતા **બરા–નિગીરિશ્ન** (શકયાર્થ) જોઇએ

૭ **ઓલ ન્યોકશિશ્ન ગુબિશ્નીહ બરા મત,** બોલેબોલ તરજુમો "(જ્યારે) (તેની) વાએઝો સાંભલવાને માટે (તેઓનુ આમત્રણ તેને) પહોંચયુ"

૮ **નિવીદિશ્ન;** જુવો અવ૦ **નિ–વિદ,** સં૦ **नि–विद,** "આમત્રણ કરવુ," "સોહબત ઇચ્છવી" (યસ્ન હા ૧—૬૦ ૧–૧૯)

૯. ઇ **યશરાએઇહ,** અસલ અર્થ "અષોઇની (હાડમદ દુન્યાને)", યા "અષોઇ શુ છે ?"

૧૦. **પવન મદમ રસિશ્નીહ.**

૧૧. અથવા "ખાકી દુન્યાને"

૧૨. અવ૦ **ફ્ર** અને **નમ** ' માનપૂર્વક નમન કરવુ", "નમવુ."

૧૩. **આ–યઝિશ્ન** ૧૪. **ઓલ લકૂમ પાહલુમ ચેમલેલૂનમ** ૧૫. **આગાસ દહિશ્નીહ.**

માટેનો તીરસકાર, તથા જાતી ભોગ[2] (તેઓ સારૂં) ઉત્તમ (છે);'' જેથી કરીને તે બુધ્ધિબળ જે (ઝરથુશ્ત્ર સાહેબે) દેખાડયું તેથી તે લાયક કાર્ય (જે) મોટું (છે તે) ઉપર તેઓની આસ્થા બેસશે, કે જે કાર્ય ઉપર તેઓની દીલસોજી[3] સર્વથી વધુ હતી—પીતાનો, બેટીનો, બેટાનો તથા જે (માવતરે) તેઓને જનમ આપયો તેનો, તથા ભાઇનો અને બેહનનો (સ્વભોગ).[4]

(૫) એવું જાહેર થયલું છે કે તે વાએઝ ( સાંભલીઆ ) પછી, અગણીત કીકો અને કરપનો, (જેઓ) દેવોને પુજનાર (હતા), તેઓ ઝરથુશ્ત્ર ઉપર ધસારો લઇ ગયા,[5] અને તેને મારી નાખવાની કોશેશ કીધી, જે પ્રમાણે દીનમાં જણાવેલું છે કે:-''ત્યાર[6] પછી તે ક્રૂર (કરપનો,) જેઓ તેની નજદીક બેઠા હતા, (અને) તુરના નજદીકના ખેશીઓ,[7] જેઓ (તેના) તાબેદારો[8] હતા, તથા તેઓ સાથ તુરનો ભાઇ (હતો), તેઓ નાસી ગયા, જાણે કે તેઓ શરમાલ પુરૂષો હોય[9]'' [યાને, તેને (ઝરથુસ્ત્ર સાહેબે) ''ખેતવદથ''ને લગતું[1] શીક્ષણ તેઓને આપયું કે તે પ્રમાણે તેઓ વરતે (તે શીક્ષણ સાંભલીને) તેઓ શરમીંદગા થઇ ગયા હતા.]

૧ આ-ગઝિશ્ન.

૨ ખ્વએતુકદસ. એ શબ્દની સમજણ માટે જુવો "The Alleged Practice of Next-of-kin Marriages in Old Iran" જે વીષય મે ઇ સ. ૧૮૮૮ મા પ્રગટ કીધો હતો

૩ હુ-દર્દ-તૂમની વતી હુ-દરદમ છે

૪ યાને બાપનો પોતાની મોહરદાર તથા બચ્ચાને માટેનો જાતી ભોગ અને બચ્ચાઓને તથા મોહારદારને તે પીતા તરફનો, તથા ભાઇઓને તેઓની બેહનો તરફનો જાતી ભોગ અને બેહનોને પોતાના ભાઇઓ તરફનો

૫ જુવો અવ૦ સર, "દુખ દેવુ," 'ટુકડા કરી નાખવા"

૬ પહલવી, હવાત અદીન.

૭ બોલેબોલ તરજુમો "જેવોએ એકબ્ર દુદુબની ઓરતોનું દુધ પીધુ હતુ"

૮ વિજીર-દાર, "જે કોઇ તેના હુકમ યા ફરમાન મુજબ ચાલે તે," "મલનીઓ," "શાગીર્દ"

૯ સુન શર્મ યહેવુન્ત; અવ૦ ફ્શરેમ.

૧ આ તથા ૭ મા ફકરા ઉપરથી દીસે છે જે અસલી તુરાનીઓ, અને બસુસ કરીને જે કીક અને કરપનો ઝરથુસ્તના દીન દુશમનો હતા તેઓ, ખ્વેતુકદથ શબ્દને ખરાબ અર્થે વાપડતા હતા. એ કારણસર પેગામબર સાહેબનુ શીક્ષણ તેઓમા ખોટી રીતે સમજવામા આવતુ હતુ અને તેનો ખોટો ભાવાર્થ હઠે કરીને ઉડાડવામા આવતો હતો "જાતી ભાગ" અને "આત્મ સ્મરણ"ના અવસ્તાના ખ્યાલને ઘણાજ નજદીકના સગાંવાહલાઓના લગન કરવાના શીક્ષણમા ફેરવી નાંખવામા આવ્યો હતો આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જ્યારે ઝરથુશ્ત સાહેબ પોતાની વાએઝ આપતા હતા ત્યારે સામી પક્ષનાઓ સાંભલનારાઓમાથી કા નાસી ગયા હતા.

(૬) આ તુર તે પેલો તુર (હતો) કે જેનું નામ અઉર્વાઇતા–દેંગ હતું, અને જે ઉસીક્ષોની[2] ઓલાદનો નબીરો હતો; (તેને એ નામ આપવાનું) કારણ એ જે તે જગયાનો એ એક મોટો રાજકરતા હતો, અને તેની પાસે બહુ સેપાહ તથા સત્તા હતાં.

(૭) તે ક્રૂર (કરપનો) એ તેને આ પ્રમાણે કહયું: "અરે તુર ઉરવાઇતા–દેંગ, ઉસીક્ષોના નજદીકના ખેશી! જે (માણસ) પાસે થોડું (જ્ઞાન) છે તેની પાસેથી શું તેઓએ મોટાઇની આશા રાખવી જોઇએ[3]! કયાં આપણે એ મોટા (માણસ) ને તે સબબસર થાર કરીએ કે જે (આપણા ધર્મના) નેક વચનોને પોતાના (બુરાં શીક્ષણો)[4] સાથ ભેલી નાખે છે; (જેવા આપણે) ખેતવદથને માટે (ચોકસ છીએ) તેવા આપણે તેમા[5] (બીજી) કઇ ચીજ માટે એટલા નક્કી છીએ કે તે નહીં કરવી? તે (ઝરથુસ્ત્ર) આપણામા શક ઉત્તપન કરે છે (એમ કહીને) કે આપણે તે કરવી જોઇએ."

(૮) તે ઉપરથી ઉસીક્ષોના નબીરા તુર ઉરવાઇતા–દેંગે આ પ્રમાણે કહયું: "તે પુરૂષ કે જે મારા મત (**આઇન**) પ્રમાણે[7] હાડમંદ દુન્યાના સઘલા (માણસો)મા સર્વથી અજાયબ જેવી ઇચ્છાઓ[8] ધરાવતો જણાય છે, જે તમામ હાડમંદ દુનીઆંમા (એખલોજ) સત્તા મેલવશે, તેને તું ના માર, કારણ કે એમ મને લાગતું નથી કે જો તું એને આ (સબબ) સર મારે તો આ જેહાનમા ડાહપણ ઘણો લાંબો[9] વખત રહે, [એટલે જે, ડાહપણનો

૨ એ ગાથા હા ૪૪–૬૦ ૨૦ મા જણાવેલો તુરાની ઉશિક્ષ ટોલો છે કે જે કીઓ અને કરપનોની પેઠ ઝરથુસ્તની સામે હતો એ ફકરામા જણાવે છે **યાઇશ ગાંમ્ કરપા ઉસિક્ષચા અઐષેમાઇ દાતા યાચા કવા આંનમેને ઉરૂદોયતા.**

૩ **અઝશ મસ યનસેગુનાં મુન કસ દાસ્ત** (**કસ–દાસ્તને** ખરે રીતે તો **કસ–દાશ્ત** વાચવો જોઇએ. બીજી રીતે એ **કસીહસ્તબી** વાચી શકાય).

૪ યાને તેના ધાર્મિક વીચારોમા

૫ યાને તે દેવ–પરસ્તોનાં ધર્મમા

૬ પહલવી **હુમાએ વબીદૂનાં.**

૭. **મુન—અમ આઇન.**

૮. **કામક–દોઇસ્નતૂમ** (જુવો અવ૦ **દોઇથ્ર,** "આખ"), બોલે બોલ તરજુમો "વીકારો જેની ઉપર ઘણીજ નજર રાખવામા આવે છે (તપાસ રાખવામાં યા ધયાંનમા રાખવામા આવે છે)"

૯ **લા, હના રાએ, દેર ઝિમાન દાનાગીહ યહેવૂન્તન, લી મેદમ–મૂનસ્ત.**

સરદાર (આહુક ઈ દાનાકીહ) કે જે આના જેવો સમજ શકતીવાલો[1] છે, તે હસતી ધરાવતો બંધ પડી જશે], તે સબબ સર જો તેઓ આવી સરસ સમજ ધરાવનાર શખસને મારે તો ઘણો લાંબો વખત સુધી[2] (દુન્યામા) ડાહપણ હસતી ધરાવતું બંધ પડશે." (૯) ત્યાર પછી ઉસીક્ષોના નબીરા તુર ઉરવાઇતા–દેંગે (ઝરથુશ્ત્રને) આ પ્રમાણે કહ્યું; "મારા વીચાર[3] પ્રમાણે, તું કે જે ખાલેસ સમજ શકિત ધરાવે છે[4] તે પાક છે."

(૧૦) તે ઉપરથી ઝરથુશ્ત્ર નીચે પ્રમાણે બોલ્યો "તે શખસ કે જેને મારી સામે (આ ચીજ) જાહેર કીધી તેના જેવો હું એક હલકો (અ–ક્રાજ) વકતા થઇશ નહી; તેને માટે (આ) (નીચે જણાવેલા) ગુણો[5] સર્વથી વધુ લાભકારી[6] છે:– ઇશ્વરી પ્રેરીત્ત (inspired) વાચા,[7] સ્વભાવ આભુષણ પામેલો સ્વભોગ, વડા દસતુરની[8] નેમણુક અને (અહુરમઝદની) યઝશ્ન કરવી.

(૧૧) અને અત્રે એક મોટા મોજેજા સમાન, ઘણાઓને ઝરથુશ્ત્રની ખરી મીનોઇ સરદારી[9] તથા કીર્તીવંત હીંમત[10] નજર પડયાં કે જેની તૈયારીથી[11] તે સર્વોપરી સરદાર તથા દાદાર અહુરમઝદની શાંતી

૧ આ ફકરામા હૂ–ચિમીગ શબ્દ બરોબર લાગુ પડે છે અસલ હસ્તલેખ અને ૯ મા ફકરામા હુ–જમનીગ વાચે છે, જે નકલ કરનારની ચુક દીસે છે હૂ-ચિમીગનો અસલ અર્થ "સારી સમજ શકિત" અથવા "તર્ક શકત" થાય છે અત્રે ઝરથુસ્તના દુશમનને તે પેગામબરની ઉડી અને સ્પષ્ટ શક્તિની ખાત્રી થઇ હોય એમ લાગે છે એ એઓની વાએઝની જાણવાજોગ ખુબી હતી.

૨ વાચો અરીક દાનાકીહ લા યેહવૂનેદ.

૩ બોલેબોલ અર્થ, "મારે માટે તો", યાને "જ્યા સુધી મને લાગતું વલગતુ છે ત્યા સુધી." (લી રાઇ).

૪ હૂ—ચિમીગ.

૫. ઈયાવિશ્ન

૬ અવઝૂનિગતૂમ, અસલ અર્થ, "ઘણીજ વૃદ્ધિ કરનાર," "ઘણોજ મેહરબાન."

૭ અંદર્ગ ગુબિશ્નીહ, અસલ અર્થ, "જીગરના અંદરના ભાગમાથી જાહેર કરવું યા બોલવુ" અથવા "અંદરની યા પ્રેરિત વાચા"

૮. દસ્તોબર કર્દન; અત્રે એક લાયક શખસની કોમના વડા દસ્તુર તરીકે નેમણુક કરવી એ એક સવાબનુ કામ ગણવામા આવયુ છે એ ઉપરથી દેખાઇતું છે જે એક જરથોસ્તીએ પોતાની જીંદગીમાં પોતાને માટ એક દસ્તુર પસંદ કરવો જોઇએ

૯. હૂ—અહૂઇહ.

૧૦ ગદા—અમાવન્દીહ; જુવો અવ૦ અમવન્ત.

૧૧ પસિજગ, જુવો ફા૦ પસીઝહ, "તૈયાર થયલુ"

(પંથરાય); અને (વળી અત્રે) તે ઉંચ પંકતીના (મદમ) દુન્યાના પેગામબરની જે ઉમદા મોતેબરી (હતી) તે જોવામાં આવી, કે જે (પેગામબરના શીક્ષણ)થી જે કોઇ બેશરમી[1] ખાધરો હોય,[2] યા છુપી હીલચાલો કરતો હોય (hypocrite) યા ઘણી રીતે (ગએોનક) લુચ્ચો હોય તેને સારા સ્વભાવ[3] ઉપર તથા સારી ચાલચલણ[4] ઉપર રેહેનુમાઇ કરવામાં[5] આવતી હતી. (૧૨) ત્યાર પછી હરામખોરી[6] (લેવો), કે જે ધાસતીના ગુણ પેઠે તથા નાસતીકપણુના ગુણ પેઠે, જુદી જુદી જાત (અથવા ધર્મ)ના અસંખય લોકોને પોતા[7] તરફ ખેંચનારી[8] છે, કે જેમ કરતાં તે પુષકલ જુઠાઇ[9] ને પોંહચે છે, તે શખસ કે જે આલસુ છે તે ઝરથુશ્ત્રની રહેનુમાઇથી થોડા થોડા તે (હરામખોરી)ની સાંમે[10] થતો જાય છે, (તેનો) નાશ કરનાર (થાય છે); અને (તેથી કરીને તે) મોટાઇને માટે (ઝરથુશ્ત્રની રેહનુમાઇથી) કોશેશ કરનારો (થાય છે). (૧૩) (એવું) જાહેર થયલું છે કે (દીનના) એ મજબુત[11] યોદ્ધાના આ બે (સદગુણો), તેનું અંતઃકરણ અને તેની શ્રેષ્ટ (અવરતર) વીચાર શકિતથી, અને તેની કીર્તીથી (આ દુન્યામાં) પુષકલ (કબદ) દોલત હતી કે જે પ્રકાશીત[12] હતી.

(૧૪) દેશનો રાજકત્તા તુર, જેનું (નામ) ઉરવાઇતા-દેંગ (હતું) તે (પોતાના) ગુસ્સા, તથા (પોતાના) જુસ્સા[13] અને નાસીપાસી[14] વચ્ચે ઝરથુશ્ત્રનું

૧ નંગીહ; નંગીહાની વટી વપડાયો છે. ફા૦ નગ, "શરમ."

૨ જુવો રસ્પતગીહ, દીનકર્દ વોલ્યુમ ૧૨ મુ, બાબ ૯ મો, સફો ૫૭ મો સતર ૧ લી, ફા૦ રસ, "બાધરો"

૩. ખૂપ ખૂક, "સદાચરણ"

૪. હૂ—પતગ; સરખાવો ફારસી પદ, "રખશક", "મુરબ્બી"

૫. રાયીનિશ્ન; રાયીનીત ને માટે વપડાયો છે

૬ અખીશકારી, "સુસતી," "આળસાઇ"

૭. એટલે, હરામખોરી તરફ

૮. ખાસ્તાર અથવા હાખ્તાર.

૯. કબદ ફ્રગીહ.

૧૦. નિમૂતાર, જુવો હાલની ફારસી જબાનના એજ શબ્દનો અર્થ.

૧૧. જુવો અવ૦ સ્તઘ્ર.

૧૨. ખનીત, અવ૦ ખન, "પ્રકાશવુ"

૧૩. જુવો પહલવી સારીદન; જુવો વોલ્યુમ ૨૩, પુસ્તક ૭ મુ, બાબ ૧ લો, ફકરો ૯ મો. સફો ૨૩, સતર ૪ થી; એ શબ્દ એ વોલ્યુમના શબ્દ કોષમાં પણ છે.

૧૪ વાંચો અવબર્સ, "નાસીપાસી" જુવો વોલ્યુમ ૧૩, પુસ્તક ૬ થું, દીબાચો, ફકરો ૨૭ મો, સફો ૧૨ મો, સતર ૧ લી, અને તેનો શબ્દ કોષ.

**મરણ (નીપજાવવા) માટે, અહુરમઝદની દીન (સાંભલવાને) માટે, ફીકો અને કરપનોને આમંત્રણ કરયું, કે જે પ્રમાણે દીનમાં કહે છેઃ "અને ઝરથુસ્ત્ર આ પ્રમાણે બોલ્યાઃ 'અએઉસીક્ષોના નબીરા, તુર, (જેનુ નામ) ઉરવાઇતા-દેંગ છે! આ દુનીઆમાં અષોઇ (જાહેર થાય)! ઝરથુસ્ત્રની માઝદયસ્ની દીન સઘલી દેવપરસ્તીનો નાશ કરશે.[15]," (૧૫) ઉસીક્ષોનો નબીરો, તુર જેનું (નામ) ઉરવાઇતા-દેંગ હતું તે આ પ્રમાણે બોલયો "અએ સ્પીતમાન ખાનદાનના ઝરથુસ્ત્ર! તે ધાસ્તી કે જેની અંદર તું પોતે પણ છે તેમા તું મને ખેંચી શકશે (આખેઝાએ) નહી."**

**(૧૬) અને તેને, ઝરથુસ્ત્રે, નીચે પ્રમાણે કહયું: "અહુરમઝદે મને આ પ્રમાણે પુછયું: 'જ્યારે તું (હમારી) મીનોઇ દુનયામાં[1] હમારી તરફ આવ્યો છે, ત્યારે (કહે કે) હાડમંદ દુન્યામાં આદમીઓમાં તે ભલા જોરેમંદ પુરૂષો[2] કે જેઓ લડવઇઆઓ છે તેઓને બંચાવનાર[3] કોઇ છે? જે ફાયદા માટે ઘણો ઇચ્છા રાખનાર છે, અને ગાય ઢોર માટે ઘણો ઇચ્છા રાખનાર છે, અને દુરના દેશોમાં ઘણો કીર્તિવંત[4] અને ઘણી જાતના ખોરાકનો પુષ્કળ ધરાવનાર[5] [યાને, એ પુષ્કલ ચીજો આપી દીએ છે], તથા ઘણી રવેશે[6] પુષ્કલ પરોણાગત કરનાર[6] છે યાને, (એના) દરેક જાતના ખજાના[7]નું બારણું ઉઘાડું[8] છે] (૧૭) મેં તેને (અહુરમઝદને) જવાબ વાલ્યોઃ 'ઉરવાઇતા–દેંગ તુર, જે ઉસીક્ષોનો નબીરો છે.'"**

**(૧૮) "અને તેને મને આ પ્રમાણે જવાબમાં કહયું: 'અએ ઝરથુસ્ત્ર! આ દીન તરફ તારે તેને લડવઇઆઓમાંથી[9] પેહલો ખેંચવો જોઇએ[10], કે**

૧૫ એટલે જે, "અષોઇ તથા જરથોસ્તી ધર્મ સઘલા બુરાઇ અથવા દેવોનો નાશ કરશે"

૧ **અહુવાન,** "મીનોઇ મકાનો" જુવો અવ૦ **અંઘહુ.**

૨ યને, શક્તિવાલા યા તવંગર લોકો જેઓ સવાબગાર છે

૩ સરખાવો ફા **પાસ,** "ચોકીબાન," "દરબાન"

૪. વાંચો. **"ર-નામીગતૂમ** એને **દૂરઝિમીગતૂમ** બી વાંચી શકાય, જેનો અર્થ "જે દુરના મુલકોમાં મીલકત ધરાવતો હોય"

૫. **કબદ પિશ્ન–તૂમ.**

૬–૬ **કબદ બબાતૂમ,** અસલ અર્થ, "જેને પરોણાગત માટે ઘણા દરવાજા મોટે ભાગે ઉઘાડા છે."

૭. એને **ખનજીનક** વાંચવો, અવ૦ **ખન** "પ્રકાશવુ", જુવો હાલનો ફારસી શબ્દ "**ખઝાનહ.**" એ કદાચ **ખનજીવક** "ખજાનો રાખવાની જગ્યા અથવ ભંડાર" હોય

૮. **ખદીતુન્ત,** અસલ અર્થ, "દેખાય છે અથવા નજરે પડે છે."

૯. જો **અનશૂતાઆન** શબ્દને ફાર્સી **મરદાનને** અર્થે લઈએ, તો એ શબ્દનો **અર્થ** "શૂરવીર યોદ્ધાઓ" થાય.

૧૦. એને **આખેઝેશ** વાંચયો છે. **હુખેઝશ** વાંચવો વધુ દરોબસ્ત દીસે છે; જુવો અવ૦ **હુક્ષએશ;** ધાતુ **હુચ** "રસ્તો દેખાડવો."

